આ વિશ્વાધિપતિ ભક્તરક્ષક, કૃપાળુ અને ઉદાર છે તો પણ તેણે ત્રણજ પગલાંથી ભૂલોકનું આક્રમણ કર્યું અને તે પણ (માણસોથી) ઉન્નતિ અને દીર્ઘાયુષ્ય એ બન્ને સધાય તે માટે કર્યું. એ પરાક્રમનીજ અમે વિશેષ વાહવાહ કરીએ છીએ. ૪

આ આકાશસ્થ સર્વદ્રષ્ટા વિષ્ણુ, તેનાં બેજ પગલાં જોતાં માણસ આશ્ચર્યથી છક્ક બની જાય છે. તેના ત્રીજા પગલા તરફ જોવાની પણ કોઈની હિમ્મત નથી. સામર્થ્યની ચટપટ અથવા (કલ્પનાશક્તિરૂપ) પક્ષિઓના ઉડ્ડાણો માંહેલાં કોઈની પણ હિમ્મત ચાલતી નથી. ૫

ચાર પ્રકારના નામોથી (પ્રાણીઓના જન્મનાં) નેઉ સ્થિત્યંતરો તે એકાદ ગોળ ચક્ર પ્રમાણે ગરગર ફેરવે છે. આ શરીરે એટલો અવાઢવ્ય પરંતુ ભક્તિ વડે સહેજ મપાય છે. તરૂણ પરંતુ બાલરૂપ નહીં એવો વિષ્ણુ (ભક્તોની) હાંક પડતાંજ આવી ઉભો રહે છે. ૬ (૨૫)

## સુક્ત ૧૫૬

॥ ऋषिः—दीर्घतमाः । देवता—विष्णु ॥

તારૂં યજન ઘૃતાહુતિથી થાય છે. તારૂં ઐશ્વર્ય અપ્રતીમ, તું સર્વવ્યાપી, અને (ભક્તો માટે) ત્વરાથી આવે છે. માટે તું પ્રિય મિત્ર પ્રમાણે અમને આનંદપ્રદ થા; હે વિષ્ણુ, જ્ઞાનિ જનોએ તારો યશ વૃદ્ધિંગત કરવો અને ભક્તોએ હવિ આપી યજ્ઞદ્વારા તને પ્રસન્ન કરવો એ યોગ્યજ છે. ૧

તે પુરાણ પુરૂષ તો ખરો પણ નવીન કહો તો નવીન પણ છે, અને સૃષ્ટિ નિયામક અને સ્વયંભૂ છે, માટે આ વિષ્ણુની ભક્તિ કરે છે, જે આ પરમશ્રેષ્ઠ વિષ્ણુના અવતારનું સ્તવન કરે છે તેના (દૈવી) ઐશ્વર્ય સાથે આપણો યોગ ખચિત થશે. ૨

---

४ अस्य इनस्य त्रातुः अवृकस्य मीळ्हुषः ( विष्णोः ) तत्तदित् पौंस्यं गृणीमसि । यः (विष्णु) त्रिभिः इत् विगामभिः उरुगायाय जीवसे पार्थिवानि उरु क्रमिष्ट ।

५ अस्य स्वर्दृशः द्वे क्रमणे इत् अभिख्याय मर्त्यः भुरण्यति । अस्य तृतीयम् नकिः आ दधर्षति वय चन, पतयतः पतत्रिणः ( अपि न )।

६ चतुर्भिः नामभिः साकं नवतिम् च व्यतीन् वृत्तं चक्रं न अवीविपत् । ( सः विष्णुः ) वृहत् शरीरः ( अपि ) ऋक्वभिः निमिमानः, युवा अकुमारः आहवम् प्रत्येति ।

१ त्वं घृतासुतिः विभूतद्युम्नः सप्रथाः एवयाः च, मित्रः न शेव्यः भव । हे विष्णो अध विदुषा चित् ते स्तोमः अर्थ्यः, हविष्मता च यज्ञः राध्यः ।

२ यः पूर्व्याय ( परंच ) नवीयसे, वेधसे सुमज्जानये विष्णवे ददाशति, यः अस्य महतः जनिं जातं नवत् स इदु श्रवोभि युज्यं चित् अभि असत् ।

હે સ્તોતૃજનો, સકલ ધર્મવ્યવસ્થાનુ આદિકારણ સ્વભાવત: એજ વિષ્ણુ છે, ત્યારે, તમે પોતાના અલ્પ જ્ઞાન પ્રમાણે તેના અવતારનુ સ્તવન કરી તેને (આનંદથી) પરિપૂર્ણ કરો. તેના જે જે ચરિત્રો તમને ખબર છે તે તે વર્ણવો. હે પરમશ્રેષ્ઠ વિષ્ણુ, તારી કૃપાનો અનુભવ અમે લઈએ છીએ. ૩

મરૂતોનુ નિયમન કરનાર આ (વિષ્ણુ) ના પરાક્રમનો વિભાગી રાજા વરૂણ તેમજ અશ્વીદેવો પણ છે. સર્વોત્કૃષ્ટ અને દિવસ ઉત્પન્ન કરી (જગતમે) પ્રકાશિત કરનારૂ એવુ સામર્થ્ય વિષ્ણુના અંગમા છે. તે પોતાના અનુચરો સહ (જઈ સ્વર્ગીય) ધેનુઓનો સમૂહ છૂટો મૂકી દે છે. ૪

પ્રથમથી ઈન્દ્ર એ સત્કર્મતત્પર અને તેમા શક્તિયુક્ત અને સત્કૃત્ય માટે વિશેષ ઉત્સુક એવો વિષ્ણુ તે (ઈન્દ્ર) તરફ તેજ માટે ગયો. ત્રિભુવનનો અધિપતિ અને શાસ્તા વિષ્ણુએ આર્ય યજમાનને સુખી કર્યો અને શ્રેષ્ઠ ધર્મમાં ભાગીદાર કરી તેની ઉન્નતિ કરી. ૫ (૨૬) (૨૧)

## અનુવાક ૨૨.

### સૂક્ત ૧૫૭.

॥ ऋषि- दीर्घतमा । देवता -अश्विना ॥

અગ્નિ જાગૃત છે, સૂર્ય ક્ષિતિજ ઉપર ઉદય થવાની તૈયારીમાં છે. શ્રેષ્ટ અને સુખ કર ઉષા પોતાના તેજથી સુપ્રકાશિત થઈ છે. અને અશ્વીદેવ પણ રથ જોડી નિકળવાની તૈયારીમાજ છે, આવી વખતે જગત્પ્રેરક પરમાત્માએ પ્રાણિમાત્રોને પણ પોત પોતાના ઉદ્યોગે લાગવા માટે જાગૃત કર્યા છે. ૧

---

३ हे स्तोतार तमु पूर्व्यं ऋतस्य गर्भं यथा विदे जनुषा पिपर्तन। (युद) जानन्त. अस्य नाम चित आ विवक्तन, हे विष्णो मह ते सुमतिम् भजामहे।

४ अस्य मारुतस्य वेधस. (विष्णो) त ऋतु राजा वरुण त (ऋतु) अश्विना (अपि) सचन्त, (सोय) विष्णु उत्तम अहर्विदम् च दक्ष दधार, (स) सखिवान् च (गवा) व्रजम् अपोर्णुते।

५ अश्विनौ, युव ह जगतीषु गर्भं धत्थ, युव विश्वेषु भुवनेषु अन्त । युव वृषणो, अग्नि च, अप च, वनस्पती ऐरयेथाम्।

१ अग्नि अबोधि, सूर्य क्ष्म उदेति, चद्रा महीच उषा अर्चिषा आव । अश्विना (अपि) रथ यातवे अयुक्षाताम् (एतस्मिन् काले) सविता देव जगत् पृथक् प्रासावीत्।

હે અશ્વીદેવો, તમે તમારો વિજયશાળી રથ જોડી તૈયાર થાઓ ત્યારે અમારા શૂર સૈનિકો ઉપર ઘૃત અને મધની (જયસૂચક) વૃષ્ટિ કરી આશિર્વાદ આપો. અમે કરેલું સ્તવન અમને રણમેદાનમાં યશસ્વી કરે એમ કરો, અને જે અતુલ સંપત્તિ માટે વીરલોકો એક બીજા સાથે ઝઘડા કરે છે તે અપ્રતિમ ઐશ્વર્યનો લાભ અમને થાય એમ કરો. २

અશ્વીદેવો તમારો પ્રેમરૂપ મધથી ભરી ગયેલો અત્યંત પંકાયેલો ત્રણ પૈડાવાળો રથ અમારી બાજુએ આવે, આ તમારા રથના ઘોડા અતિશય તલખ હોય છે, અને રથને ત્રણ બેઠકો હોઈ (તેના આવવાથી ભક્તોને) ઈચ્છિત લાભ થાય છે. તે માટે તે સહેજ સર્વ જગત્‌ને ભાગ્યસંપન્ન કરનાર થયો છે. તો એવો આ તમારો રથ અમારા માણસોને તથા ચતુષ્પાદોને સુખ લઈ આવે. 3

અશ્વીદેવો, અમને આપવા માટે કંઈ લાવો તો ઓજસ્વીપણું લઈ આવજો. મધથી ભીંજાઈ ગયેલા તમારા ચાબુકથી (આશિર્વાદોનું પવિત્ર) સિંચન અમારી ઉપર કરો; અમારૂં આયુષ્ય વધારો, કલેશોને સંહારો, દ્વેષબુદ્ધિનો નાશ કરો, અને સદૈવ અમારૂં રક્ષણ કરો. ૪

સ્ત્રી જાતિમાં ગર્ભની યોજના તમેજ કરો છો. તમેજ સર્વ ભુવનોમાં ચૈતન્યની જ્યોત પ્રગટાવો છો, અને હે અશ્વીદેવો, હે વીરો, ઉષ્ણતાનું પ્રવર્તન પણ તમેજ કરો છો, જલવૃષ્ટિ તમેજ કરો છો અને વનસ્પતીઓને જીવનકલા પણ તમે જ આપો છો. ૫

તમે ઔષધિસંપન્ન એવા ભિષગ્વર્ય છો. તમે મહારથી વીર છો, માટે રથને જોડવા યોગ્ય ઉત્કૃષ્ટ ઘોડાઓ તમારી તૈનાતમાં હોવાંજ જોઈએ, અને હે ઉગ્રરૂપ અશ્વીદેવો તમોને ભક્તિથી જેણે હવિ અર્પણ કર્યા છે તેને તમે (લોકો ઉપરનું) આધિપત્ય આપો છો. ૬

---

२ हे अश्विना यद् ( युवां ) वृषणं रथ युञ्जथे ( तदा युवां ) गः क्षत्रम् घृतेन मधुनाच उक्षतम् । अस्माक ब्रह्म पृतनासु जिन्वतम्, वयं शूरसाता धना भजेमहि ।

३ अश्विनो. मधुवाहनः जीराश्वः सुष्टुतः त्रिचक्र रथ. अर्वाङ् यातु । (सः) त्रिवंधुरः मघवा ( अत· ) विश्वसौभगः, नः द्विपदे चतुष्पदे शम् आ वक्षत ।

४ हे अश्विना युवं नः ऊर्जम् आ वहतम्, नः मधुमत्या कशया मिमिक्षतम्, आयुः प्र तारिष्टम्, रपांसि निः मृक्षतम्, द्वेषः सेधतम्, ( नः ) सचा भुवाच भवतम् ।

५ युव ह जगतीषु गर्भं धत्थः, युव च विश्वेषु भुवनेषु अन्तः ( चित्कला धत्थ· ) । हे अश्विना, वृषणा युवं अग्निं, अपश्च वनस्य तींश्च ऐरयेथाम् ।

६ युवं हि भेषजेभिः भिषजा स्थः, अथो ( युवां ) रथ्या, रथ्येभिः ( युक्तौ ) स्थः हे । अथो हे, उग्रा यः हविष्मान् वाम् मनसा ददाश, ( तस्मिन् ) क्षत्रम् अधि धत्थः ह ।

## બીજા અષ્ટકનો ત્રીજો અધ્યાય.

### સૂક્ત ૧૫૮

॥ ऋषि—दीर्घतमा । देवता—अश्विनौ ॥

હે અશ્વિની દેવો, તમે દૈવી સંપત્તિના ભંડાર, રૂદ્ર સ્વરૂપ, બળવાન્, અને અત્યંત પ્રજ્ઞાવાન્ હોવાથી અમે તમને વિનતિ કરીએ છીએ, માટે હે વીરો, હે અદભુત કર્મકારી અશ્વિનો, ઉચથ્યનો પુત્ર હાથ જોડીને તમારી પાસે જે અમૂલ્ય ચીજ માગે છે તે મહેરબાની કરીને તેને આપો; તમે તમારો કૃપાપ્રસાદ સારી રીતે આપો છો. १

હે દિવ્યનિધિ અશ્વિનો, યજ્ઞવેદી આગળ તમને અંતઃકરણપૂર્વક નમસ્કાર કરતી વખતે ભક્તો ઉપર તમે જે અનુગ્રહ કરો છો, તે ( અનુગ્રહ ) ને યોગ્ય તમારી સેવા બીજા કોઇના હાથે થશે કે ? અમારી ઉજ્વળ પ્રતિભા જાગૃત કરો, કારણ કે ભક્તોની ઇચ્છા પૂર્ણ કરવા માટે જ તમે સર્વત્ર સંચાર કરો છો. २

તમારો આ રથ સંકટ નિવારણાર્થે હમેશાં તૈયાર જ હોય છે. આ પ્રબળ રથ, અગાઉ તમે તુગ્રપુત્રની સહાય માટે ભરસમુદ્રમાં ઉતાર્યો હતો. એકાદ શૂર પુરૂષ આશ્રય માટે ( અહીં તહીં ન જતાં ) તેના ચાલાક ઘોડા સાથે પોતાની સેના તરફ જાય તે પ્રમાણે મારે પણ તમનેજ શરણ થવું જોઇએ. ૩

આ સ્તુતિ મને ( ઉચથ્ય પુત્રને ) મુક્ત કરે, પાંખવાળાં આ બે જણ મને કચડી નાખીને રીબાવે નહી. આ લાકડાના ટુકડાની દસગણી મોટી હોળી મને બાળીને ભસ્મ ન કરે. જુઓ, આ તમારા ભક્તને બાંધી રાખનાર પોતેજ હમણાં જમીન પર પડયો છે. ४

---

१ हे ( अश्विनौ ) युवां वसू, रुद्रा, पुरुमन्तौ, वृधन्ता ( च स्त तत् ) हे वृषणा, दस्रा, यत् रेक्णः औचथ्यः वां ( याचते, तद् ) ददास्य ते, यत् युवां अक्ताभि ऊती प्र सस्राथे ।

२ हे वसू गोः पदे ( भक्तिसंयुतेन ) नमसा यत् ( सुमतिं ) धेथे अस्यै सुमतये चित् (प्रीणनाय) को दाशत् ? अस्मे रेवतीः पुरंधीः जिगृतम्, ( यत् युवां ) कामप्रेणेन मनसा चरन्ता ।

३ यत् ( अयं ) वाम् पेरुः ( रथः ) युक्तो ह ( वर्तते ) । ( स ) पज्रो ( रथः ) तौग्र्याय, मध्ये अर्णसः ( सुराम्यान् ) वि धायि, शूरः ( सैनिकः ) पतयद्भिः एवैः अज्म न ( अहं ) वाम् अवः शरणम् उपगमयम् ।

४ ( इयम् ) उपस्तुतिः मा औचथ्यम् उरुष्येत् इमे पतत्रिणी माम् मा दुग्धाम् । मां दशतयः चितः एधः मा धाक् । यत् ( येन ) वां ( अयं भक्तः ) बद्धः ( सः ) त्मनि क्षां प्र खादति ।

તે ગુલામોએ મને બાંધીને નદીમાં ફેંકી દીધો ત્યારે માતાસમાન પ્રેમાળ નદીએ મને ડુબાવી દીધો નહી, અને ત્રૈતનાએ હમણાં મારી ગરદન પર ઘા કર્યો છે તેથી થોડીજ વારમાં તેના જ હૃદય અને ખાંધના ચુરેચુરા થઈ જશે. ૫

**મમતે**ના પુત્ર **દીર્ઘતમાને** દસ યુગમાં ઘડપણ પ્રાપ્ત થઈને બ્રહ્મપદ મળ્યું, એટલે (મનુષ્યોને) કૃતર્થ કરનાર પરંપરાનું કર્મ હમણાં પ્રવર્તક થયું છે. ૬ (૧)

## સૂક્ત ૧૫૯

॥ ऋषि—दीर्घतमा । देवता—द्यावापृथिवी ॥

વિદ્વાનોની સભામાં હું યજ્ઞપ્રસંગે, ભૂલોક તેમજ સ્વર્લોકનું પણ સ્તવન કરૂં છું. આ પરમ, મહાન્ સદ્ધર્મનો ઉત્કર્ષ કરનાર તેમજ મહા જ્ઞાનવાન્ પણ છે. આ દિવ્ય જનોના માબાપે દેવોની સહાયથી અદ્દ્ભુત કર્મો કરીને પોતાના ખરા પ્રેમથી દેવોની કૃપામાં વધારો કર્યો. ૧

(ઈશ્વરનું) ધ્યાન કરતી વખતે જ આ જગત્પિતાના પ્રેમી અંતઃકરણ અને જગન્માતાના સ્વસિદ્ધ સામર્થ્યનું હું અખંડ ચિંતન કરૂં છું. ખરેખર, જગતની ઉત્પત્તિ કરવામાં કુશળ માતાપિતાએ પોતાના બાળકો માટે પોતાની અમૂલ્ય સમૃદ્ધિથી આ વિસ્તીર્ણ ભૂમી અમૃતમય બનાવી દીધી છે. ૨

ઉદાર, સત્કર્મ કરનાર અને ચમત્કારમાં કુશળ તે દેવોએ આ મહાન્ માતાપિતાનું સ્મરણ અમે સવારમાં સ્મરણ કરીએ એવા હેતુથી પ્રગટ કર્યા છે. હે માતપિતા, આ જગત્માંની, સ્થાવર જંગમોનો વ્યાપાર જે નિયમોથી ચાલે છે તે નિયમોનું અસ્તિત્વ કરનાર તમે જ છો. એક અંદર અને એક બહાર એવા વીચારોથી તદ્દન અલગ રહેનાર તમારા પુત્રના સ્થાનનું રક્ષણ તમે જ કરો છો. ૩

---

५ यद् ई दासाः (मां) सुसमुब्धं अवाधुः (तदपि) (इमा.) मातृतमाः नद्यः मां न गरन्। यत् अस्य शिरः त्रैतनः वितक्षत्, (तदपि सः) धासः स्वयमपि उरः अंसौग्ध ।

६ मामतेयः दीर्घतमा दशमे युगे जुजुर्वान्, अर्थं यतीनां अपां (सः) ब्रह्मा नाम सारथिः भवति

१ विदथेषु, यज्ञैः, (अमू) मही, ऋतावृधा, प्रचेतसा द्यावापृथिवी प्रस्तुवे, ये देवपुत्रे देवेभि. सुदंससा, इत्था धिया वार्याणि प्रभूषतः ।

२ उत हवीमभिः (एव) पितु तद् अद्रुहः मनः, मातुश्च महि स्वतवः (अहं) मन्ये। सुरेतसा पितरा उरु भूम प्रजायाः वरीमभिः अमृतम् चक्रतुः (खलु) ।

३ ते सुनवः, स्वपसः, सुदंससः, पूर्वचित्तये मही मातरा जज्ञुः । स्थातुः जगतश्च धर्मणि (यत्) सत्यं (तत् युवां) पाथः, अद्वयाविनः पुत्रस्य पदं (चापि) पाथः ।

તે દેવો અપૂર્વ શક્તિ અને ડહાપણથી ભરપૂર છે. તેણે આ જોડી પરસ્પર જાણે કે સગાં જ હોયની તેવી રીતે ઉત્પન્ન કરી છે, કારણ કે તેમના જન્મ તથા રહેઠાણ એકજ ઠેકાણે છે. આ પ્રમાણે જ્ઞાની અને દીપ્તિમાન્ દેવોએ ઉપર આકાશમાં અને નીચે સમુદ્રના પેટમાં ( પોતાના કામોને ) વંશપરંપર અદ્ભુત શોભા આપી છે. ૪

સર્વપ્રેરક દેવોના અત્યંત પ્રશંસાપાત્ર અને અપૂર્વ દાનનું અમે સૂર્યોદય વખતે ચિંતન કરીએ છીએ, માટે આ ભૂલોક અને સ્વર્લોક ઉદાર અંતઃકરણથી અમારા માટે સો ગણું ઐશ્વર્ય લાવે. ૫ (૨)

## સૂક્ત ૧૬૦

॥ ऋषि—दीर्घतमा । देवता—द्यावापृथिवी ॥

અહીં જુઓ, ભૂ લોક અને સ્વર્લોક ધર્મપ્રિય અને જગત્‌ને સુખકારી હોવાથી અંતરીક્ષમાંની જ્ઞાનપ્રવર્તક શક્તિઓ ધારણ કરે છે અને તેના પેટમાં અનેક મહાત્માઓ જન્મ લે છે. ઈશ્વરનું ચાતુર્ય તેજ ઠેકાણે પ્રગટ થાય છે અને આજ દિવ્યશક્તિની અંદરનો સૂર્ય પોતાના નિયમોને અનુસરીને ફરે છે. ૧

આ અત્યંત વિસ્તીર્ણ મહાન્ અને પવિત્ર માતાપિતા સર્વ ભુવનોનું રક્ષણ કરે છે. આ અંતરાળ પ્રદેશમાંના નક્ષત્રો પણ અત્યંત રમણીય ( રત્ન જેવાં હોવાથી ) સારી રીતે સ્થિર છે, કારણ કે જગત્‌પિતાએ સર્વને મનોહર રૂપથી સુશોભિત કર્યા છે. ૨

અત્યંત પવિત્ર, જ્ઞાનવાન્ અને ઉપાસનાપ્રવર્તક ( ઈશ્વર) આ માતપિતાના પુત્ર થઈને પોતાના અલૌકિક સામર્થ્યથી સર્વ ભુવનોને પવિત્ર કરે છે. અને ચિત્રવિચિત્ર ધેનુ અને વીર્ય સંપન્ન બળદોને હમેશાં દોહીને શુદ્ધ સત્વરૂપ દૂધ ભક્તો માટે કાઢી આપે છે. ૩

---

४ ते मायिनः सुप्रचेतसः, (ते इमे) मिथुना जामी, सयोनी, समोकसा ममिरे, (अतः) कवयमुद्दीतयश्च (देवाः) दिवि समुद्रे अंतश्च नव्यंनव्यं तंतुं आ तन्वते ।

५ सवितुः देवस्य यत् वरेण्यम् राधः (तत्) अद्य प्रसवे मनामहे । (तस्मात्) इमे द्यावापृथिवी सुचेतुना वसुमन्तं शतग्विनं रयिम् अस्मभ्यं धत्तम् ।

१ ते हि द्यावापृथिवी, (ये) विश्वशंभुवः ऋतावरी, रजसः धारयत्कवी, [अपिच ये ] सुजन्मनी (ईश्वरस्य) धिषणे च; [अनयोः] देवी अन्तः शुचिः सूर्यः धर्मणा ईयते ।

२ उरुव्यचसा, महिनी, असश्चता, पिता माताच भुवनानि रक्षतः, नेच रोदसी वपुष्येन सुधृष्टमे, यत् पिता ताम् द्यौः अभि अवासयत् ।

३ पवित्रवान्, धीरः वह्निः सः (ईश्वरः) पित्रोः पुत्र. (सन्) स्वमायया भुवनानि पुनाति पृश्निं धेनुं सुरेतन वृषभं च शुक्रं पयः विश्वाहा अस्य धुक्षत ।

સર્વ કુશળ દેવોમાં આ ઇશ્વરજ ફક્ત કર્તૃત્વવાન્ હોવાથીજ સર્વ લોકને સુખપ્રદ આકાશ અને પૃથ્વી ઉત્પન્ન કરી શકયો. તેણે પોતાના અપૂર્વ સામર્થ્યથી અંતરીક્ષમાંનો સર્વ ગોળો નિર્માણ કરીને કદી પણ જીર્ણ ન થનાર આધાર ઉપર પકડી રાખ્યો છે. ૪

હે મહાન્ ભૂલોક તથા સ્વર્લોક, અમે તમારૂં સ્તવન કરીએ છીએ તેથી અમને શ્રેષ્ઠ સુકીર્તિ અને મહાન્ અધિકાર અર્પણ કરો છો, પણ હમણાં તેથી કરીને અમો ( દેવભક્ત ) માણસોનો ચોતરફ નિરંતર પ્રસાર થાય અને જેની ચોતરફ પ્રશંસા થાય તેવો ઉત્સાહ હમેશાં અમારા અંગમાં ઉત્પન્ન થાય એમ કરો. ૫ (૩)

સૂકત ૧૬૧

॥ ऋषि--दीर्घतमा । देवता--ऋभुओ ॥

અમારી પાસે આવેલો આ સર્વમાં મોટો છે કે નાનો છે ? તે શું કામ આવ્યો છે વારૂ ? અમે પણ આ શું બોલ્યા ? એક મહાન્ વિભૂતિએ બનાવેલા આ યજ્ઞપાત્રની અમે કાંઈ નિંદા કરી નથી, પણ હે અગ્નિદેવ, હે બંધુ, અમે તે કાષ્ટપાત્રની મહત્વતાનું વર્ણન કરેલું છે. ૧

એક ચમસના ચાર ચમસ કરવાનું દેવોએ તમને કહ્યું નથી કે ? તો તેટલા માટે હું આવ્યો છું. હે **સુધન્વા** પુત્રો, તમે જ્યારે આમ કરશો ત્યારે તમે પણ દેવોની સાથે યજ્ઞને પાત્ર થશો. ૨

" હે બંધુ, અમારે એક અશ્વ નિર્માણ કરાવવાનો છે તેમજ એક રથ અને એક ગાય અને બે જણાને તરૂણ કરાવવાં છે, અને તે સર્વ કરીને પછી અમે તમારી પાસે આવીશું " એમ તમે દેવોના પ્રતિનિધિ અગ્નિને કહ્યું. ૩

---

४ अयं (ईश्वरः) अपसा देवानां अपस्तमः (यतः) यः विश्वशंभुवा रोदसी जजान । यः च सुक्रतु यया रजसी वि ममे, तेच अजरेभिः स्कंभनेभिः सम् आनृचे ।

५ हे महिनी द्यावापृथिवी, ते (युवां) गृणाने महि श्रव. बृहत् क्षत्रंच धासयः । येन (अस्माकं) कृष्टिः विश्वहा अभिततनाम, " एतादृशम् " पनाय्यम् ओजः अस्मे सम् इन्वन्तम् ।

१ (अयं) किमुश्रेष्ठः किमु यविष्टः नः आ अजगत्, किं दूत्य ईयते ? कत् यत् ऊचिम । यः महाकुलः तं चमसं न निंदिम, किंतु हे भ्रातः अग्ने, द्रुणः भूतिम् इत् ऊदिम ।

२ " एकं चमसं चतुरः कृणोतन " देवाः तद् वः अब्रुवन् तद् वः आगमम् । हे सौधन्वना यदि एव करिष्यथ, देवैः साकं यज्ञियासः भविष्यथ ।

३ ( हे ऋभवः अग्निं दूत प्रति (यूयं) अमत्रीतन यद् अश्वः कर्त्वः, उतेह रथः कर्त्वः, धेनुः कर्त्वा, द्वा युवशा कर्त्वा, हे भ्रातः तानि अनु कृत्वा वः एमसि ।

આ સર્વ કાર્ય ખલાસ થયા પછી તમે વિચાર્યું કે "અમારી પાસે સદ્દેશો લઈને આવ્યા હતા તે ક્યાં છે ?" તેટલામાં ત્વષ્ટાએ ચાર ચમસ તૈયાર કરેલા જોયા. ફક્ત તત્કાળ તે દેવપત્નીઓમાં જઈને છુપાઈ રહ્યો. ४

હે **ઋભુઓ,** જ્યારે ત્વષ્ટાએ દેવોનો સોમ પીવાનો ચમસ દોષિત હોવાથી તેનો નાશ કરવાનું કહ્યું તે વખતથીજ સોમરસ અર્પણ થતી વખતે તમારૂં સ્વરૂપ બદલાઇ ગયું. (તમે દેવસ્વરૂપ થયા) અને પછી સ્વર્ગીય યુવતીઓ નવીન સ્વરૂપને લીધે તમારા પર મોહિત થઈને પ્રેમ કરવા લાગી. ५ (४)

તમે નિર્માણ કરેલા ઘોડા ઇન્દ્રે પોતાના રથને જોડી પણ દીધા. આશ્વિન દેવોએ પોતાનો રથ તૈયાર કર્યો અને ઇચ્છાનુસાર રૂપ લેનાર ધેનુને **બૃહસ્પતિ** પોતાની સાથે લઈ ગયો, ત્યારેજ **ઋભુ, વિભ્વા** અને **વાજ** એમ તમે ત્રણે બંધુઓને દેવત્વ પ્રાપ્ત થયું, અને સત્ક્રિયાવાન્ તમને યજ્ઞમાં હવિર્ભાગ પ્રાપ્ત થયો. ६

તમે તમારી વિદ્યાથી ફક્ત ચામડું લઈને તેમાંથી જીવતી ગાય ઉત્પન્ન કરી અને ઘરડાં જોડાંને ફરીથી તરૂણ કર્યું. હે **સુધન્વાના** પુત્રો, તમે એક સામાન્ય અશ્વથી એક નવીન અપૂર્વ અશ્વ નિર્માણ કર્યો અને તે સર્વ થયા પછી રથ જોડીને દેવો પાસે ગયા. ७

આ **ઋભુઓને** વિનંતિ કરો કે "હે **ઋભુઓ,** તમે આ પાણી પીઓ, અથવા તૃણથી ગાળીને શુદ્ધ કરેલું બીજું પીઓ, અને હે **સુધન્વાના** પુત્રો, તમને બન્નેને ન ગમે તો ત્રીજા યજ્ઞ વખતે સોમરસથી હર્ષ પામો. ८

---

४ हे ऋभवः तत् चक्नासः ( यूयम् ) अपृच्छत "यः दूतः नः आ अजगन् स्यः क इत् अभूत्" इति, यदा त्वष्टा चमसान् चतुरः कृतान् अव अख्यत,आदित् ग्नासु अंतः नि आनजे ।

५ " ये देवपान चमस अनिंदिषुः ( तान् ) एनान् हनाम " इति त्वष्टा यद् अब्रवीत् (तदानीमव ) सुते सचा अन्या नामानि कृण्वते, एनान् च ( देव ) कन्या अन्यैः नामभिः (एव) स्परत् ।

६ इंद्रो हरी युयुजे, अश्विना रथं ( युयुजाते ), बृहस्पतिरपि विश्वरूपा ( गा ) उप अजत। ( तदानीं ) ऋभुः विभ्वा वाजश्च ( यूय ) देवान् अगच्छत, सु अपसः यूय यज्ञिय भाग एतेन ।

७ ( यूय ) धीतिभिः चर्मणः ( एव ) गा निः अरिणीत, या जरन्ता ता युवशा अकृणोतन। हे सौधन्वना. अश्वात् अश्व अतक्षत, युक्त्वा य रथ देवान् उप अयातान ।

८ " इद उदक पिबत " इति ( ऋभून् ) अब्रवीतन, " इद घ मुज नेजनम् वा पिबत, हे सौधन्वनाः यदि तद् नो हर्यथ तृतीये सवने घ ( सोमरसेन ) मादयाध्वे "

એક કહે છે કે " પાણી સર્વથી વધુ ઉપયોગી ", બીજો કહે છે કે " અગ્નિ સર્વથી શ્રેષ્ઠ છે, " ત્રીજો કહે છે કે " સર્વને માટે આપણને બાળી નાખનાર ભૂમીજ અત્યંત ઉપયોગી છે, " આ પ્રમાણે જુદાં જુદાં તત્ત્વોનો અનુવાદ કરતાં કરતાં તમે સહેજ ચાર ચમસ તૈયાર કર્યા. ૯

એક જણ ખુબસુરત ગાયને પાણી બતાવવા દૂર લઈ જાય છે, બીજો અહીં ( યજ્ઞમાં ) છુરીથી કાપેલું પવિત્ર માંસ વ્યવસ્થિત કરે છે, ત્રીજો સંધ્યાકાળ પહેલાંજ (વધ થએલા પશુનું ) અપવિત્ર માંસ દૂર ફેંકી દે છે. પુત્રો તરફથી માબાપને યજ્ઞ પ્રસંગે આથી વધારે શું મળવું જોઇએ. ? ૧૦ (૫)

હે વીરો, તમે તમારા વિલક્ષણ કર્તૃત્વોથી પશુઓ માટે ઉંચી ટેકરીપર ઘાસ અને ડુંગરની ઉડી ગુફાઓમાં સ્વચ્છ પાણી નિર્માણ કર્યું, અને પછી અગૂહ્ય ( ક્યાંઈ પણ છુપાઈ ન જનાર) સૂર્યના ઘરમાં જઇને ચુપકીથી સુઈ ગયા,તેજ ક્રમ હમણાં કેમ શરૂ કરતા નથી.? ૧૧

સર્વ ભુવનોને ઢાંકી નાખીને જ્યારે તમે ચોતરફ પ્રસર્યા ત્યારે તમારા પ્રેમાળ માતાપિતા ક્યાં બેઠા હતા ? જેણે તમારૂં ધર્યું તેને તમે શાપ આપ્યો અને જેણે તમારૂં સ્તવન કર્યું તેને તમે આશીર્વાદ દીધો., ૧૨

" હે અગોપનીય સૂર્ય, અમને કોણે જાગૃત કર્યા " એમ તમે ઝોકાં ખાધા પછી ( જાગૃત થતી વખતે ) સૂર્યને પૂછ્યું ત્યારે બકરીએ કહ્યું કે તમને જાગૃત કરનાર આ કુતરો જુઓ, પણ આજ સુધીમાં તેણે તમને તો આજે જ જોયા. ૧૩

---

९ " आपः भूयिष्ठा " इति एकः अब्रवीत्, अन्यश्च " अग्निः भूयिष्ठः" इति अब्रवीत्। एकः (नाम तृतीयस्तु ) " वहुभ्यः वधर्यन्तीं ( भूमिम् अधिकृत्य ) प्र अब्रवीत्, ( एवम् ) ऋता वदन्ता चमसान् अपिंशत ।

१० एकः श्रोणाम् गाम् उदकम् अव अजति, एकः सूनया आभृतम् (मेध्यं) मांसं पिंशति। एकः ( अपरः ) आ निम्रुचः शकृत् (आदीति) अप अभरत, ( एतस्मात् ) किंस्वित् ( अन्यत् ) पित्रौ पुत्रेभ्यः उप आवतुः ।

११ हे नरः ( यूयम् ) अस्मै (पशुजाताय) उद्वत्सु तृणम् निवत्सु अपः सु अपस्यया अकृणोतन। यत् (च) अगोह्यस्य ( सूर्यस्य ) गृहे असस्तन, तदद्य हे ऋभवः इदं ( कस्मात् ) न अनुगच्छथ।

१२ यत् (यूयं कृत्स्नानि ) भुवना संमील्य परि असर्पत वः तात्या पितरा क्व स्वित् आसतुः। यो वः करस्नम् आददे ( तम् ) अशपत, यः ( वः ) प्र अब्रवीत् तस्मै प्र अब्रवीतन ।

१३ सुषुप्वांसः ( यूयं ) तद् अपृच्छत हे अगोह्य इदम् कः नः अबूबुधत। बस्तः श्वनं बोधयितारं अब्रवीत्, अद्य संवत्सरे ( पूर्णे ) इदम् ( सः ) व्यख्यत ।

મરૂત્ ઉંચે આકાશમાં સંચાર કરે છે, અગ્નિ પૃથ્વીપર પ્રદીપ્ત થાય છે, વાયુ અંતરીક્ષમાં ફુંકાય છે અને વરૂણ સમુદ્રના પાણીમાં સંચાર કરે છે. પરંતુ, હે સામર્થ્યશાળી ઋભુઓ આ સર્વે તમારા સહવાસની ઇચ્છા કરે છે. १४ (६)

## સૂક્ત ૧૬૨

॥ ऋषि—दीर्घतमा । देवता—अश्वस्तुति ॥

સાક્ષાત્ દેવોથી નિર્માણ થએલા આ (યજ્ઞમાંના) મોટા ચપળ, અને પાણીદાર અશ્વના ગુણોનું વર્ણન અમારે વિદ્વાનોની સભામાં કરાવવું છે, માટે તે વખતે હે મિત્ર, વરૂણ, અર્યમા, મરૂત્ અને સર્વે વિશ્વના પ્રાણ અને પ્રભુ ઇન્દ્ર, અમને કેકી ન દો. १

ઉંચો સાજ અને શરીરપર ઝુલ નાંખીને ચાલતા તે ઘોડા આગળ લોકો હાથમાં હવિ લઇને ચાલે છે, અને બેબે કરીને બરાડતો, ભભકાદાર રીતે ચાલતો ચિત્રવિચિત્ર રંગનો બકરો પણ, ઇન્દ્ર, અને પૂષાના નિવાસસ્થળે જવા માટે આગળ ચાલે છે. २

આ પાણીદાર ઘોડાની આગળ (લોકો) આ બકરાને લઈ જાય છે તે સર્વ દેવોને પ્રિય છે, પરંતુ આ પ્રસંગે પૂષા દેવને માટે તેનું બળીદાન આપવાનું છે. આ દેવોનું અત્યંત પ્રિય નૈવેદ્ય છે એવી ખ્યાતિ ચોતરફ કરવા માટે ત્વષ્ટા પોતેજ આ (બકરા) ને તે અશ્વની સાથેજ ત્યાં લઈ જાય છે (એમ જણાય છે). ३

દેવલોકમાં જવાને નિકળેલા અને તેના હવિર્ભાગ તરીકે તેને અર્પણ કરેલા તે અશ્વને ઋત્વિજ બળીદાન વખતે ત્રણ વખત અગ્નિની પ્રદક્ષિણા કરાવે છે, તેટલામાં પૂષા દેવના પ્રથમ ભાગ તરીકે તે બકરો યજ્ઞનો આરંભ થયો છે એમ જણાવવાને દેવો પાસે જાય છે. ४

---

१४ मरुतः दिवः यान्ति, भूम्याः अग्निः, अयम् वात· अंतरिक्षेण याति । वरुणः अद्भिः याति (परच सत्र एते) हे शवसः नपातः, युष्मान् इच्छन्तः ।

१ यत् (अद्य) विदथे देवजातस्य सप्तेः वाजिनः वीर्याणि प्रवक्ष्यामः (तद्) मित्रः वरुणः अर्यमा, (विश्वस्य) आयु ऋभुक्षाः इन्द्रः मरुतश्च मा परिख्यन् ।

२ निर्णिजा रेक्णसा प्रावृतस्य (अश्वस्य) मुखतः यत् रातिम् गृभीताम् नयन्ति । (तथाहि) सुप्राङ् मेम्यत् विश्वरूपः अजः इन्द्रापूष्णोः प्रियम् पाथः अपि एति ।

३ (एतेन) वाजिना अश्वेन पुरः एषः छागः विश्वदेव्यः (अपि) पूष्णः भागः (इति अग्रे) नीयते । यत् अभिप्रियं (देवाना) पुरोळाशं एनम् सौश्रवसाय त्वष्टा इत् अर्वता जिन्वति ।

४ यत् तं देवयानं हविष्य अश्व मनुषाः ऋतुशः त्रिः परि नयन्ति । (तदानीमेव) अत्र पूष्णः प्रथमः भागः (सः) अजः यज्ञः देवेभ्यः प्रतिवेदयन् एति ।

હોતા, અધ્વર્યુ, આવયા, અગ્નિમિન્ધ, ગ્રાવસ્તુત્, પ્રસ્તોતા અને વિદ્વાન બ્રહ્મા વિગેરે હે ઋત્વિજો, ઘીના પ્રવાહો ચાલે તેવી રીતે આ યજ્ઞ ઠાઠમાઠથી યથાસાંગ પૂર્ણ કરો. ૫ (૭)

યજ્ઞને માટે સ્તંભ તૈયાર કરનાર, તે લઈ આવનાર, તેની ટોચ પર બેસાડવાને કળસ કરનાર, અને અશ્વ પકાવવાને વાસણ તૈયાર કરનાર વીગેરે સર્વના સંતોષ સાથે આ અમારો યજ્ઞસમારંભ સિદ્ધિ પામે. ૬

મેં સ્તોત્રગાન ઉત્તમ રીતે કર્યું ન કર્યું તેટલામાં તો જુઓ, આ પરિપુષ્ટ અશ્વ દેવલોકમાં જવાને આગળ ચાલતો થયો. સ્તોતાઓ અને ઋષિ અતિ આનંદથી તેને પહોંચાડવા ગયા. આ અશ્વ દેવોનો સંતોષ મેળવેલો હોવાથી અમે તેને ભાઇસમાન માન્યો છે. ૭

આ ચાલાક ઘોડાની રશી, પાયબંદ તથા ડોકના પટા ઇત્યાદિ જે કાંઈ રહ્યું હોય તે તથા ખાતી વખતે મોંમાં લીધેલું ઘાસ વીગેરે સર્વ તેની સાથેજ દેવલોકમાં જાઓ. ૮

આ ઘોડાના માંસનો જે કાંઈ ભાગ માખીએ ખાધો હોય અથવા લાકડાના ગચીઆ પર અથવા છરીને ચોંટી રહ્યો હોય અથવા તો મારનારના હાથ કે નખમાં ભરાઈ રહ્યો હોય તો તે પણ દેવો પાસે જઈ પહોંચો. ૯

---

५ हे होता, अध्वर्यु आवयाः अग्निमिंधः, ग्रावग्राभः, उत च शंस्ता सुविप्रः (ब्रह्मा च इत्यादय. ऋत्विजः, यूय ) एतेन सु अरकृतेन सु इष्टेन ( यज्ञेन घृतस्य ) वक्षणाः आ पृणध्वम्।

६ यूपव्रस्काः उत ये यूपवाहाः ये च अश्वयूपाय चषालं तक्षति, ये च अर्वते पचन संभरन्ति, उतो तेषा अभिगूर्तिः नः इन्वतु ।

७ मे मन्म सुमत् अधायि ( इदानीमेव सः ) वीतपृष्ठः (अश्वः) देवानाम् आशाः उपोप प्र अगात् । विप्राः ऋषयश्च एनम् अनुमदन्ति, देवाना पुष्टे ( सति, वय तं ) सुबंधु चकृम ।

८ वाजिनः अर्वत. यत् दाम संदानम्, या च शीर्षण्या ( याच ) अस्य रज्जुः। यत् वा घ अस्य आस्ये तृणम् प्रभृतं, सर्वा ता ते अपि देवषु अस्तु ।

९ अश्वस्य क्रविषः यत् मक्षिका आश, यत् वा स्वरौ स्वधितौ च रिप्तम् अस्ति। यत् च शमितुः हस्तयोः यत् नखेषु (वा) सर्वा ता ते अपि देवेषु अस्तु ।

હે માંસ કાપનાર લોકો, કોલસામાં ઘાસ વિગેરેનો જે અપક્વ ભાગ રહી જવાથી તેમજ કાચા માંસની આવતી ખરાબ વાસ ધોઇને સ્વચ્છ કરો અને પવિત્ર માંસ ઉત્તમ રીતે પકવીને તૈયાર કરો. ૧૦ (૮)

તારૂં માંસ પકવતી વખતે તેમાંના જે અંશ બહાર નીકળી જાય અથવા લોખંડના સળીઆમાં (તારા માંસના ટુકડા) પરોવીને શેકતી વખતે જે અંશ પીગળી જાય તે જમીનમાં ઉતરીને અથવા ઘાસમાં જઇને નકામું ન જતાં તે પણ ઉત્સુક દેવોનેજ અર્પણ થાય એમ કરો. ૧૧

જેનું કામ આ જવાન ઘોડો શેકાઇને તૈયાર થયો કે નહી તે જોવાનું હતું તે બોલ્યા કે "જુઓ આ વાસ આવવા લાગી માટે વાસણ નીચે ઉતારો." તેમજ જે લોક અશ્વ-માંસની પ્રસાદી મેળવવાની આશાએ ઉભા હોય તે સર્વ મંડળીની અમારા કાર્યભાગમાં સંતોષપૂર્વક સહાયતા મળો. ૧૨

માંસ શેકાયું કે નહી તે જોવાને વાસણમાં ઘાલવાની લાંબી પળી, રસ ઉકાળીને મુક-વાનો પાટલો, હવિની બાફ જતી અટકાવવાને તે પાટલા ઉપર મુકવાનું ઢાંકણ, અને છરીઓ વીગેરે સર્વ સાધન અશ્વનું માંસ શેકીને તૈયાર કરવામાં કામ લાગે છે. ૧૩

જે ઠેકાણેથી તે અશ્વ નીકળ્યો, જે ઠેકાણે બેસીને તેણે વિશ્રાંતી લીધી અને જે ઠેકાણે તેણે પોતાનો પ્રાણત્યાગ કર્યો તે સર્વ ઠેકાણાં તેમજ તેના પાયબંદ, તેણે પીધેલું પાણી અને ખાધેલું ઘાસ વિગેરે સર્વ તેને દેવલોકમાં પ્રાપ્ત થાઓ. ૧૪

---

१० उदरस्य यद् ऊवध्यम् अपवाति, आमस्य क्रविषः यद् गंधः अस्ति, तद् शमितारः सुकृता कृण्वन्तु, उत मेधम् शृतपाकम् पचन्तु ।

११ ( हे अश्व ) अग्निना पच्यमानात् ते गात्रात् यद् अवधावति, निहतस्य ते अभि शूलम् ( यद् ) अवधावति, तत् भूम्या मा आश्रिपत्, मा तृणेषु ( अपि ) तत् उशद्भ्यः देवेभ्यः रातम् अस्तु ।

१२ ये वाजिनं पक्वं परिपश्यन्ति, ये (अय) सुरभिः ईम् निर्हर इति आहुः, येच अर्वतः मांस भिक्षाम् उपासते, उतो तेषाम् अभिगूर्तिः न इन्वतु ।

१३ यत् मांसपचन्याः उखायाः नीक्षणं, या यूष्णः आसेचनानि पात्राणि, चरूणाम् उष्मण्या ( या ) अपिधाना, अङ्काः सूनाश्च ( एतानि ) अश्वम् परिभूषन्ति ।

१४ अर्वतः यद् निक्रमण निषदनम्, विवर्तनम् यच्च पड्वीशम्, यच्च ( उदकं ) पपौ घासिं जघास, सर्वा ता ते अपि देवेषु अस्तु ।

માંસ વધારે શેકાઈ જવાથી ધુમાડા જેવી વાસ આવે છે માટે દેવતામાં તારૂં માંસ બળી જવાનો અવાજ ન થાઓ, અને વાસણ તપીને બહાર નીકળી ન જાઓ; કારણ કે જ્યારે માંસનું યોગ્ય હુવન થાય છે અને તે સ્વાદિષ્ટ બનીને દેવોને પસંદ પડીને જ્યારે વષટ્ શબ્દોથી તે પવિત્ર થાય છે, ત્યારેજ દેવો આ અશ્વનો સ્વીકાર કરે છે. ૧૫ (૯)

તું થાકી જવાથી ઉંડા નિશ્વાસ નાખતો હોય ત્યારે (તારા પર સ્વાર થઈને) કોઇએ તને પરોણી અથવા ચાબુકો મારીને દુઃખ દીધું હશે તે તારૂં સર્વ દુઃખ યજ્ઞમાં હોમની પળીથી અને મારા સ્તવનથી જાણે કાંઇ બન્યું હોય નહી તેમ કરૂં છું. ૧૭

(બળી જવાથી) દેવતાઓને બંધુ પ્રમાણે પ્રિય થએલા આ અશ્વની ચોત્રીસ પાંસળીઓમાં આ છરી પેસી જાય છે. (હે કાપનાર લોકો) તેના સર્વ ગાત્રો (શરીરના ભાગો) સાવચેતીથી અખંડ છોડી નાખો, અને દરેક સાંધા મોટેથી નામ દઇને કાપી કાઢો. ૧૮

સાક્ષાત્ ત્વષ્ટાએ નિર્માણ કરેલા આ ઘોડાને કાપનાર એકજ હોય છે પણ તેને પકડનાર બે જણ હોય એવો રીવાજ છે. હે અશ્વ તારા જે જે, અવયવો મેં વારા ફરતી કાપી કાઢ્યા છે તેનો પિંડ કરીને હું યજ્ઞાગ્નિમાં અર્પણ કરૂં છું. ૧૯

---

१५ (हे अश्व) त्वा धूमगंधिः अग्निः मा ध्वनयीत्, भ्राजन्ती उखा जघ्रि. मा अभिविक्त। इष्टम् वीतम् अभिगूर्तम् वषट्कृतम् (एतादृशमेव) तम् अश्वम् देवासः प्रति गृभ्णन्ति।

१६ यद् अश्वाय अधीवास वासः उपस्तृणन्ति, या अस्मै हिरण्यानि (परिष्कृतानि) यद् च संदानम्, पड्वीशम् च (एतानि) प्रिया (वस्तूनि) अश्व देवेषु आ यमयन्ति।

१७ (हे अश्व) ते सादे महसा शूकृतस्य यद् (कोपि) पार्ष्ण्या वा कशया वा (त्वां) तुतोद, ता सर्वा ताता (दुःखानि) हविषः स्रुचेव (मे) ब्रह्मणा (अपि) सूदयामि।

१८ वाजिनः देवबन्धोः अश्वस्य चतुस्त्रिंशत् वङ्क्रीः स्वधितिः समेति। (हे विशसितारः) गात्रा वयुना अच्छिद्रा कृणोत, परुष्परुः अनुघुष्य वि शस्त।

१९ त्वष्टुः (अस्य) अश्वस्य एकः विशस्ता (भवति), द्वा यतारा भवतः, तथा ऋतुः ते गात्राणां या ऋतुथा कृणोमि, ता ता पिण्डानाम् अग्नौ प्रजुहोमि।

તારા મરણ વખતે તને દુ ખ ન થાઓ અને કાપનારની છરી તારા ગળામાં ન રહી જાઓ, કાપનાર અજ્ઞાનતાને લીધે એકાદ ગધેડા માફક તારા ગાત્રો પોતાની છરીથી ભળતાજ ઠેકાણે કાપીને ખરાબ ન કરે. ૨૦

આ જો, તું મરતો નથી તેમ અલોપ પણ થતો નથી પણ સુલભ માર્ગે દેવો પાસેજ જાય છે. સાક્ષાત્ ઈન્દ્રનો પીળો અશ્વ અથવા (મરૂતોની) હરિણી તારી સાથે આવશે, અથવા તું જુવાન હોવાથી **અશ્વિદેવના** મોઢેથી ખુખારનાર મજબૂત ઘોડાની ધુસરીને જોડી દઈશ. ૨૧

આ (યજ્ઞાર્પિત) પાણીદાર ઘોડો અમને ઉત્તમ ગોધન, ઉત્કૃષ્ટ અશ્વ, સંપત્તિ, વીર્યશાળી પુત્ર અને સર્વ બાજુથી અમારી અભિવૃદ્ધિ કરનારી (દિવ્ય) સંપત્તિ આપે. અનાધનત **અદિતિ** અમને પાપમાથી મુક્ત કરે, અને આ અશ્વમેધ અમને અધિકાર પ્રાપ્ત કરી આપે. ૨૨ (૧૦)

## સૂક્ત ૧૬૩

॥ ऋषि—दीर्घतमा । देवता—अश्वस्तुति ॥

સમુદ્રમાંથી અથવા મેઘોદકમાંથી ઉંચે ઉડીને પ્રગટ થતાંજ જ્યારે પહેલ વહેલો ખોખારો કર્યો ત્યારે તારૂ સ્વરૂપ બાજ પક્ષીની પાંખો જેવુ અને હરિણોના પગ જેવું હતું. હે અશ્વ આ પ્રમાણે જન્મ મળ્યો તે તારૂ ભાગ્યજ છે. ૧

યમે આપેલા આ ઘોડા પર **ત્રિતાએ** સાજ નાખી તેને તૈયાર કર્યો અને ઈન્દ્રે પોતેજ તેના ઉપર પ્રથમ સ્વારી કરી, ગધર્વ તેની લગામ પકડીને ઉભો રહ્યો. હે **વસુઓ** આ સ્વર્ગીય અશ્વ તમે સૂર્યથી ઉત્પન્ન કર્યો. ૨

---

२० (ते) प्रिय. आत्मा अपियन्त त्वा मा तपत्, स्वधिति ते तन्व.आ मा अतिष्ठिपत् । गृघ्नु: अवि शस्ता अतिहाय, ते गात्राणि असिना मिथु छिद्रा मा क ।

२१ (हे अश्व) एतद् न वा उम्रियसे, न रिष्यसि (परच) देवान् इत् सुगेभि पथिभि. एषि। (इन्द्रस्य) हरी ते युञ्जा (उत वा मरताम्) पृषती (युजा) अभूताम् (अथवा) रासभस्य धुरि (त्व) वाजी उप अस्थात् ।

२२ (अयम्) वाजी न सुगव्य सुअश्व्य, उत पुस पुत्रान्,(उत) विश्वपुपम् रयिम् (वृणोति) अदिति अनागास्त्वम् न कृणोतु, (अय च) हविष्मान् अश्व न क्षत्रम् वनताम् ।

१ हे अर्वन् यद् (त्व) समुद्रात् उत वा पुरीपात् जायमान. उद्यन् प्रथम अक्रद (तदा तव) श्येनस्य पक्षा हरिणस्य बाहू (स्त, एतादृश) ते जात महि उपस्तुत्य (खलु) ।

२ यमेन दत्तम् एनम् (अश्वम्) त्रित अयुनक्, इन्द्रश्च प्रथम अधि अतिष्ठत्, गन्धर्व अस्य रशना अगृभ्णात् (अपिच) हे वसव (देवा युयम्) अश्व सूरात् नि अतष्ट ।

(ઇશ્વરની) અદ્‌ભુત લીલા દૃષ્ટીએ જોતાં હે અશ્વ તુંજ યમ છે. અને આ તેમજ ત્રિત પણ તુંજ છે, સોમદસ તારૂં સ્વરૂપ છે, અને તારા ત્રણ બંધનો સ્વ લોકમાં છે એમ કહેવાય છે.

વળી એમ પણ કહેવાય છે કે તારાં ત્રણ બંધનો સ્વર્ગલોકમાં છે, મેઘોદકમાં છે અને સમુદ્રમાં પણ ત્રણજ છે. ત્યારે હે અશ્વ, વરૂણના જેવું શ્રેષ્ઠ કહેવાતું ત જન્મસ્થાન ક્યાં છે તે મને કહે.

હે બળવાન્ અશ્વ, તારૂં અંગ અહીંજ રગદોળાતું હતું તેમજ તું વિજયી થા આનંદથી અવાજ કરતો નખ વડે જમીન ખોતરતો હતો તે આજ સ્થળ છે; તારૂં મંગ દોરડું મેં અહીં પડેલું જોયું. સત્ય ધર્મનો રક્ષક આ દોરડાનું પણ રક્ષણ કરે છે. ૫ (૧

તારો આત્મા નીચેથી ઉંચે આકાશમાં ઉડનાર પક્ષી પ્રમાણે મેં મારા મનમાં દૂર જોયો, અને પાંખવાળું તારૂં મસ્તક પણ પાપરૂપ રજકણોથી મલીન ન થત સુગમ્ય માર્ગે ફડફડ કરતું ઉંચે જતું મેં જોયું છે.

અહીં (યજ્ઞ મંડપમા) પણ વેદી પાસે હવિનો સ્વાદ લેવા માટે મોં આગળ કર તારી મનોહર આકૃતિ મેં જોઇ, તે એવી રીતે કે ભક્તજનોએ તારા મોં આગળ ખોર આણ્યો કે તરતજ ક્ષુધાતુર હોવાથી તે તૃણાહાર તું એકદમ ખાઇ ગયો.

---

३ हे अर्वन् (भगवतः) गुह्येन व्रतेन (त्वं) यमः असि, आदित्यः असि त्रितश्चासि। सोमेन समया विपृक्तः असि, दिवि ते बन्धनानि त्रीणि इत्याहुः।

४ ते दिवि बंधनानि त्रीणि, इति आहुः अप्सु त्रीणि, समुद्रे अन्तः च त्रीणि (इत्याहुः) उत अर्वन् वरुण इव यत्र ते परमम् जनित्रम् आहुः (तद्) मे छन्सि।

५ हे वाजिन् इमा ते अवमार्जनानि, इमा (ते) सनितुः शफानां निधाना। ते भद्रा रशन अत्रापश्यम्, याः ऋतस्य गोपाः अभिरक्षन्ति।

६ (हे अश्व) ते आत्मानम् अवः दिव. पतंगमिव उत्पतंतम् मनसा आरात् अजानाम्।(अ च ते। पतत्रि शिरः अरेणुभिः सुगेभिः पथिभिः जेहमानम् अपश्यम्।

७ अत्र गोः पदे आ ते उत्तमम् रूपम् इषः जिगीषमाणम् अपश्यम्। यदा च मर्तः ते भोग अनु आनट् आदित् (त्वं) ग्रसिष्ठः ओषधीः अजीगः।

હે અશ્વ, રથ, શૂર યોદ્ધા, સ્વધેનુનો સમૂહ, પ્રેમી બાળકોનો પ્રેમ અને મરૂતોનો સમૂહ વિગેરે સર્વ તારા સહવાસની ઇચ્છાથી તારી સાથેજ ગયો, અને દેવોને પણ તારા શૌર્યની નવાઇ લાગી. ૮

આ દિવ્ય અશ્વ (ની ગરદન પર) ના વાળ સોનાના અને પગ (જાણે કે) પોલાદના બનેલા છે. મનથી પણ વધારે વેગવાળો અને જેની સાથે કોઇ પણ ચાલી શકે નહી તેવા આ અશ્વના બળિદાનનો સ્વીકાર કરવા તેની પર આરૂઢ થઇને પ્રથમ ઇન્દ્ર આવ્યો હતો, એટલુંજ નહિ પણ સર્વ દેવો પણ આવ્યા હતા. ૯

જેની બાજુઓ પુષ્ટ અને આકૃતિ દેખાવડી છે તેવો આ દેવલોકનો ચાલાક અને તેજ ઘોડા હંસોની હાર પેઠે એક હારમાંથી બીજી હારમાં દોડે છે અને સ્વર્ગ માર્ગે ભીડ કરીને તેને વ્યાપ્ત કરી નાંખે છે. ૧૦ (૧૨)

હે અશ્વ, તારો દેહ પક્ષી પ્રમાણે ઉડી શકે છે. તારૂં મન પણ વાયુ જેવું વેગવાન્ છે. તારા વાળ એટલા લાંબા છે કે તે જ્યાં ત્યાં વીખરાઇને ફેલાય છે અને તેનો સરસર અવાજ જંગલમાં પણ સંભળાય છે. ૧૧

જુઓ બળિદાન આપવાના તે સ્થળ પાસે આ જુવાન ઘોડા આવી પહોંચ્યો છે. આ વખતે તેનું મન દેવોના એકાગ્ર ધ્યાનમાં કેવું નિમગ્ન થયું છે. આ ઘોડાના બંધુ બોકડાને પણ ઘોડાની આગળજ ચલાવવામાં આવે છે અને બંનેની આગળ વિદ્વાન્ સ્તોતા જન ચાલે છે. ૧૨

---

८ हे अर्वन् रथः अनु त्वा, मर्य (अपि) अनु (त्वा), गावः अनु, कनीनाम् भगश्चापि (त्वाम्) अनु (ईयु.) व्रातास. तव सख्यम् अनु ईयु, (एवम्) देवासः ते वीर्यं अनु ममिरे ।

९ (अयम्) हिरण्यशृंग. अस्य पादाः अय.(भवन्ति), मनोजवा अवरः इन्द्रः (अस्य अधिभूः) आसीत् । (अत.) अस्य हविरद्यं देवा इत् आयान्, यश्च (एन) अर्वन्तम् प्रथम अध्यतिष्ठत् (सोपि आयात्) ।

१० ईर्मान्तास. सिलिकमध्यमास. दिव्यास· शूरणासः अत्याः (एते) अश्वाः हंसा इव श्रेणिशः सं यतन्ते, यदा (ते) दिव्य अज्मम् आक्षिषुं ।

११ हे अर्वन् तव शरीरम् पतयिष्णु, तव चित्तं वात इव ध्रजीमान् तव शृगाणि पुरुत्रा विष्ठिता अरण्येषु जर्भुराणा चरन्ति ।

१२ (अय) वाजी अर्वा देवद्रीचा मनसा (भगवन्तं) दीध्यानः शसनम् उप प्र अगात्। अजः अस्य नाभि. पुरः नीयते, पश्चात् कवयः रेभाः अनु यन्ति ।

આ ઘોડા અતિ ઉચ્ચ સ્વર્ગલોકમાં જઈ પહોંચ્યો અને તેને જગત્પિતા તથા જગન્માતાનાં દર્શન પણ થયાં. હે અશ્વ, પ્રસન્ન અંતઃકરણથી દેવોને ભેટ, કારણ કે અહીં પણ યજમાનને ઉત્કૃષ્ટ વરદાન પ્રાપ્ત થવા માટે સ્તોતાજન પ્રાર્થના કરે છે. ૧૩ (૧૩)

## સૂક્ત ૧૬૪

॥ ऋषि–दीर्घतमा । देवता–विश्वेदेवा ॥

આ જુઓ, શુભ્ર (કિરણરૂપ) જટા મંડિત પુરાતન આચાર્યનો વચલો ભાઈ સર્વ ભોગી હોવાથી ત્રીજા ભાઇનો દેહ ઘીની કાંતિથી દેદીપ્યમાન છે. સર્વ લોકના તે પ્રભુનું દર્શન તેના સાત પુત્રો સાથે મને અહીંજ થયું. ૧

એક ચાકવાળા રથને સાત જણ જોડીને તૈયાર કરે છે, તે રથને એકજ ઘોડા હોય છે. પણ તેનાં સ્વરૂપ સાત છે. રથના ચાકને ત્રણ તુંબ હોવાથી તે કદી પણ ખરાબ થતો નથી તેમ ભાગી જતો પણ નથી. આ એકજ ચાકના આધાર પર આખું ભુવન વ્યવસ્થાપૂર્વક ચાલી રહ્યું છે. ૨

બીજો એક રથ સાતચાકી છે. તેમાં સાત જણ બેસે છે, અને તેને સાત ઘોડા જોડેલા હોય છે. સાત બહેનો આ રથની મહત્તાનું વર્ણન કરે છે, કારણ કે આ રથની જગામાં દિવ્ય ધેનુનાં સાત સ્વરૂપ ગુપ્ત રહેલાં છે. ૩

પોતે હાડકાં વિનાનો હોવા છતાં આ હાડકાંવાળા પ્રાણીઓ (એટલે જગત્) ની સંભાળ રાખનાર ઇશ્વરનેજ ઉત્પન્ન થતાં કોઇએ જોયો છે? આ પૃથ્વીનું જીવતત્ત્વ અને તેનું રક્ત તેમજ આત્મતત્ત્વ પણ તે વખતે કયાં હતું? અને આ સર્વ બાબતની માહીતીવાળાને પુછવા પણ કોણ ગયું હતું? ४

---

१३ (ततः) अर्वान् परमं यत् सधस्थं (तद्) पितरं मातरं च अच्छ उप प्र अगात्। (तस्मात्, हे अश्व) अद्य (त्वं) जुष्टतमः देवान् गम्याः हि, अथ (ऋत्विक् च) दाशुषे वार्याणि आशास्ते।

१ अस्य वामस्य पलितस्य होतुः–तस्य मध्यमो भ्राता अश्नः अस्ति। अस्य तृतीयो भ्राता घृतपृष्ठः अत्रेमं सप्तपुत्रम् विश्पतिंच अपश्यम्।

२ एकचक्रं रथं सप्त युञ्जन्ति, सप्तनामा एको अश्वः (तं) वहति। (तत्) चक्रं त्रिनाभि, अजरं, अनर्वम् च यत्र इमा विश्वा भुवना अधितस्थुः।

३ इमं रथं ये सप्त (ते) अधि तस्थुः (तं) सप्तचक्रं (रथं) सप्त अश्वाः वहन्ति। सप्त स्वसारश्च अभि सं नवन्ते, यत्र गवां सप्त नाम निहिता (सन्ति)

४ यत् अनस्था (सन्) अस्थन्वन्तं (इदं विश्वं) बिभर्ति (तं परमेश्वरम्) प्रथमं जायमानम् कः (अपि) ददर्श (किम्? न कोपि)। भूम्या. असुः असृक् आत्मा न क्वस्वित् एतद् विद्वांसं प्रष्टुम् कः उपगात्।

હુ મનનો નિષ્કપટી પરતુ અજ્ઞાની હોવાથી પુછુ છુ દેવોનુ ગુપ્ત સ્વરૂપ ક્યા છે? જુઓ આ એક વર્ષના બાળકના શરીર પર જ્ઞાનીજનોએ (ઉપાસના રૂપ) વસ્ત્ર વણવાને સાત ધાગા (દોરાના તાર) પાથરી દીધા છે. ૫ (૧૪)

આ બાબતમા અમને કાઇ ખબર નથી, અજ્ઞાની છીએ, માટે સર્વ વાતથી જાણીતા જ્ઞાની માણસો પાસેથી તે સર્વ બીના સમજી લેવી જોઇએ. તેથી તેમને પૂછીએ છીએ કે આ છ લોક ધારણ કરનાર જન્મ રહિત ઇશ્વરના સ્વરૂપમા કાઇ એકાત્મક છે ખરું કે? ૬

જેને આ વાતની ખરેખર માહીતી હોય તેણે વિલબ ન કરતા કહી દેવુ. આ મનોહર પક્ષીનુ નિવાસસ્થાન અત્યત ગુઢ છે તેની ધેનુ એવી તો ચમત્કારી છે કે તેના માથામાથી દુધનો પ્રવાહ ચાલે છે. તે તેજોમય વસ્ત્રો પહેરે છે અને પગવડેજ પાણી પીએ છે ૭

ભૂમાતાએ યજ્ઞમા પિતાની સેવા કરી ત્યારે ધ્યાન અને મનથી તેની સાથે પ્રથમ સમાગમ થવાથી પતિનેવામા તત્પર તે પત્ની ઉપર પાણીની વૃષ્ટિ થઇ, ત્યારે તે બન્નેની પાસે જઇને ભક્તજન સ્તવન કરવા લાગ્યા. ૮

દક્ષિણની એટલે યજ્ઞધેનુના કામ તરફની ભૂમાતાની યોજના થઇ, લેજવાળી મેઘ ધેનુને પેટે ગર્ભ રહ્યો. વાછરડુ બરાડા પાડતુ પોતાની માતા તરફ જોવા લાગ્યુ અને તે ગાય એવી છે કે આ ભુવનમા મરજી માફક રૂપ લેતા તેને આવડે છે ૯

---

५ मनसा पाक अविजानन् ( च ) देवाना एना निहिता पदानि ( अधिकृत्य ) पृच्छामि। (यत) वत्से बष्कये अधि, ( वस्त्र ) आतवै उ सप्त तन्तून् वितत्निरे ।

६ अचिकित्वान् ( अह ) न विद्वान् ( च ) अत्र चिकितुष चित् कवीन् विद्मने पृच्छामि। ( यत् ) (य) इमा षट् रजासि तस्तंभ ( एतादृशस्य ) अजस्य रूपे किं स्वित् एकम् ( अस्ति खलु)।

७ य अङ्ग ईम् वेद ( स ) इह ब्रवीतु । अस्य वामस्य वे पद निहितम्। अस्य गाव (ईदृशा अपूर्वा यत् ता ) शीर्ष्ण क्षीरं दुह्रते ( अपिच ) वव्रिम् वसाना उदकम् पदा अपु ।

८ माता पितरम् ऋते आबभाजे, ( सापि ) अग्रे धीती मनसा च सजग्मे हि । सा बीभत्सु गर्भरसा निविद्धा, ( तदा कवय ) नमस्वन्त इत् उपवाकम् ईयु ।

९ दक्षिणाया धुरि ( भू ) माता युक्ता आसीत् । वृजनीष्वन्त. गर्भ अतिष्ठत्। वत्स अमीमेत् त्रिषु [illegible]

માતારૂપી ત્રણ અને પિતારૂપી ત્રણ મળીને છ ભુવનો એક સામટાં પકડીને આ ઉભો રહ્યો છે. એટલું બધું વજન હોવા છતાં તે જરા પણ થાકતો નથી. સ્વર્ગલોકની સપાટી પર રહેનાર આ દેવ, એવી ભાષા બોલે છે કે તેનાથી સર્વ કાંઈ સમજાય છે, પણ તે ફક્ત સર્વનેજ ઓળખે છે એમ નથી. ૧૦ (૧૫)

આ સૃષ્ટિક્રમના ચક્રને બાર આરા છે. તે કદી પણ ઓછા ન થતાં આકાશમાં ભ્રમણ કરે છે. હે અગ્નિ દેવ, આ ચક્ર પર સર્વ પુત્રોની જોડી બેઠે છે અને વ્યક્તિની એકંદર સંખ્યા ૭૨૦ છે. ૧૧

પિતાના પાંચ ચરણ અને સ્વરૂપ બાર પ્રકારનું છે. કેટલાક કહે છે કે તે જળ વર્ષાવનાર હોવાથી આકાશના ઉંચ પ્રદેશમાં રહે છે, અને કેટલાક કહે છે કે નજીકના જ ભાગમાં હોવાથી છ આરાવાળા સાતચાકી રથ ઉપર બેસીને સર્વ જુએ છે. ૧૨

ચાકને પાંચ પટા હોવાથી તે એક સરખાજ ફરે છે અને તેની ઉપર સર્વ ભુવનો રહેલાં છે. તે ચાકના સાંધા પર ઘણોજ બોજો પડે છે તો પણ તે કદી પણ તપી જતું નથી અને અનંત કાળથી આ ચાકને એકજ પટો છે તો પણ તે કદી ભાગી જતો નથી. ૧૩

એકજ અખંડ પટાવાળો ફરી રહેલો અવિનાશી રથ ધુસરીના લાકડાની નીચેની બાજુએ જોડેલા દસ ઘોડા તે ચાક ખેંચી જાય છે. તરેહ તરેહના રંગીન કિરણોથી ઘેરાયલા સૂર્યના નેત્ર પોતાના માર્ગે આક્રમણ કરે છે અને તેની ઉપરજ સર્વ ભુવનો અવલંબી રહ્યા છે. ૧૪

---

१० तिस्रः मातृः त्रीन् पितृन् बिभ्रत् एकः ( एव ) ऊर्ध्वः तस्थौ, ( इमे अतिभाराः ) ईम् ई अवग्लपयन्ति। अमुष्य दिवः पृष्ठे ( देवाः ) विश्वविदम् ( किं तु ) अविश्वमिन्वाम् वाचम् मंत्रयन्ते।

११ द्वादशारं ऋतस्य चक्रम् नहि तज्जराय, ( तच्च ) द्यां परि वर्वर्ति, हे अग्ने अत्र च मिथुनास पुत्राः ( सर्वे मिलित्वा ) सप्त शतानि विंशतिः ( संख्याकाः ) तस्थुः।

१२ पंचपादं, द्वादशाकृतिम् पुरीषिणाम् पितरम् दिवः परे अर्धे आहुः। अथ इमे अन्ये (तम् उपरे पर्व्हरे सप्त चक्रे ( रथे ) अर्पितम् ( कृत्स्नं ) विचक्षणम् आहुः।

१३ पंचारे चक्रे परिवर्तमाने—तस्मिन् विश्वा भुवनानि आतस्थुः। तस्य अक्षः भरिभारः (अपि न तप्यते, सनाभिश्च सनात् एव न शीर्यते।

१४ सनेमि चक्रं अजरम् नियवृते, ( तस्य ) उत्तानायां ( धुरि ) दश युक्ताः वहन्ति। सूर्यस्य चक्षुः रजसा आवृतम् एति, तस्मिन् विश्वा भुवनानि अर्पिता ( सन्ति )।

સાત જણ એક સાથેજ તે ખરૂં, પરંતુ તેમાંનો સાતમો ફક્ત એકલોજ જુદો જન્મ્યો એમ સમજાય છે અને દેવો તરફથી થએલા ઋષિઓ કહેવાય છે તેમની તરફથી મળનારી બક્ષિસો તેમના હોદ્દા પ્રમાણે મળે છે, અને તેમનાં રૂપ જુદાં જુદાં હોવાથી તે સર્વ પોતપોતાના ધોરણ પ્રમાણેજ રહે છે. ૧૫ (૧૬)

તે વાસ્તવિક સ્ત્રીઓ હોવા છતાં પોતે પુરૂષ છે એમ તેમણે મને કહ્યું. આ બાબતની ખબર આંખોવાળાને પડી શકે પણ આંધળાને શી ખબર પડે ? ખરો જ્ઞાની સુપુત્રજ આ સમજી શકશે ને જે સમજી શકશે તે આપણા પિતાનો પણ પિતા થશે. ૧૬

અતિ ઉંચ સ્થાનની નીચે પણ પૃથ્વીના ગોળા ઉપર પોતાનું વાછરડું પગ વડે ઉંચકી લેનારી ગાય દેખાવા લાગી છે. તે કયાં જાય છે ? તે કયાં વીઆઇ, વારૂ ? તે [ ગાયોના ] ટોળામાં વીઆતી નથી. ૧૭

સર્વથી ઉંચા સ્થાનની નીચે તેમજ સર્વથી નીચા સ્થાન ઉપર [ મધ્ય ભાગમાં ] ના વિશ્વના પિતા ઇશ્વરની ઓળખવાળો કયો જ્ઞાની પુરૂષ આ જગમાં ઉપદેશ કરી ગયો ? દિવ્ય મન કયાંથી નિર્માણ થયું ? ૧૮

વાસ્તવિક રીતે જે આપણી તરફ આવે છે તેને કહે છે કે તે ઉંચે જાય છે અને જે ખરેખર ઉંચે જાય છે તેને કહે છે કે તે આપણી તરફ આવે છે; માટે હે સોમ, તેં અને ઇન્દ્રે જે ચમત્કાર કર્યા છે તે રજોગુણથી ધુંસરી સાથે જોડાએલા ઘોડા પ્રમાણે વ્યવસ્થિત ચાલે છે. ૧૯

---

१५ साकजानां ( सतां ) सनथम् एकजम् आहुः ( शेषास्तु ) षट् यमा इत् देवजाः ऋषयः इति ( आहुः ) तेषाम् इष्टानि ( फलानि ) धामशः विहितानि, रूपशः विकृता न्यपि स्थात्रे रेजन्ते ।

१६ स्त्रिय सतीः तान् उ पुंसः ( इति ) मे आहुः, ( एतद् ) अक्षण्वान् पश्यत्, अधः न रिचेतत् । यः पुत्रः कविः सः ईम् आचिकेत्, ( अपिच ) यः ता विजानात स पितुः पिता असत् ।

१७ परेण अवः, एना अवरेण परः वत्सं पदा बिभ्रती गौः उदस्थात् । सा कद्रीची, क स्वित् अर्धम् परा अगात्, क स्वित् सूते, नहि यूथे अन्तः ।

१८ परेण अवः एना अवरेण पर, यः अस्य ( विश्वस्य ) पितर अनुवेद ( एतादृशः ) कवीयमानः क ( ऋषिः ) इह प्र वोचम् देवम् मनः कुतः अधि प्रजातम् ! ।

१९ ये अर्वाञ्चः तान् उ पराचः आहुः, येचं पराञ्च तान् उ अर्वाच आहुः । ( एवम् ) हे सोम, त्वम् इन्द्र्श्च या ( अद्भुतानि ) चक्रथु, तानि धुरा युक्ताः ( अश्वाः ) न रजसः वहन्ति ।

સુંદર પક્ષીનું મળતા સ્વરૂપવાળું અને જીવજાન મિત્ર એકજ ઝાડ પર બેઠા છે. તેમાંનું એક ઝાડના મધુર ફળનો ઉપભોગ કરે છે અને બીજું પોતે કાંઇ પણ ન ખાતાં ફક્ત જોયાં કરે છે. ૨૦ (૧૭)

સુંદર પાંખોવાળું પક્ષી જ્ઞાન સામર્થ્યના યોગે અમરપણાનો અંશ જ્યાં પહોંચાડે છે ત્યાં [ મારા અજ્ઞાનના શરીરમાં ], વિશ્વના પાલક પરમાત્માએ વાસ કર્યો છે. ૨૧

સુંદર પાંખવાળાં પક્ષી મધુર ફળ ખાઇને જે ઝાડ પર વિશ્રાંતિ લે છે અને ઇંડા પણ મુકે છે, તેજ ઝાડને મથાળે રહેલું ફળ ઘણુંજ સ્વાદિષ્ટ છે પણ જગત્પિતા [ઇશ્વર]નું જેને જ્ઞાન નથી તેને તે ફળ મળી શકતું નથી. ૨૨

ગાયત્રી પર ગાયત્રીની સ્થાપના થઇ અથવા ત્રૈષ્ટુભ ઉપરથી ત્રૈષ્ટુભ નિર્માણ થયું અથવા જગત પરથી જગત સ્થપાયું તે સર્વ કેવી રીતે થયું તે જાણનારને અમરપણું મળ્યું. ૨૩

ગાયત્રી છંદમાં અર્ક ગાવાનો હોય છે; અર્ક ઉપરથી સામ ગાયનની રચના થઇ છે. અનેક ત્રૈષ્ટુભ મળીને એક વાક થાય છે. બે અથવા ચાર ચરણવાળા વાકનો એક અનુવાક થાય છે અને અક્ષરોની સંખ્યા ઉપરથી એક મુખ્ય વૃત્ત બને છે. ૨૪

---

२० द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षम् परिषस्वजाते । तयोः अन्यः स्वादु पिप्पलम् अत्ति, अन्यश्च अनश्नन् अभि चाकशीति ।

२१ यत्र सुपर्णाः विदथा अमृतस्य भागम् अनिमेषम् अभिस्वरन्ति । अत्र (मे शरीरे) सः इन विश्वस्य भुवनस्य धीरः गोपाः मा पाकम् आ विवेश ।

२२ यस्मिन् विश्वे वृक्ष अधि मध्वदः सुपर्णाः निविशन्ते सुवते च । तस्य इत् अग्रे पिप्पलम् स्वादु इत्याहुः, यः पितरं न वेद (सः) तत् न उत् नशत् ।

२३ यद् गायत्रे अधि गायत्रम् आहितम्, त्रैष्टुभात् वा त्रैष्टुभं निः अतक्षत । यद्वा जगत् जगति आहितम्, य इत् तद्विदुः ते अमृतत्वम् आनशुः ।

२४ गायत्रेण अर्कम् प्रति मिमीते, अर्केण साम, त्रैष्टुभेन वाकम् । द्विपदा चतुष्पदा वाकेन (अनु) वाकम्, अक्षरेण च सप्त वाणीः मिमते ।

જાગત—સામના યોગે આકાશમા આકાશગગાને પકડી રાખી છે, અને રથતર સામાના યોગે [ આકાશમા ] સૂર્યનુ દર્શન થાય છે. ગાયત્રીની ત્રણ જ્વાળા છે એમ કહેવાય છે અને તેથીજ તે તેજ અને મોટાઇમા સર્વથી શ્રેષ્ઠ છે. २५ (१८)

તે ભરપૂર દૂધવાળી ગાયને હુ હાક મારૂ છુ. હોશિયાર માણસજ તેને દોહી શકશે સર્વપ્રેરક સવિતા [ સૂર્ય ] અત્યુત્કૃષ્ટ જીવનનો લાભ કરી આપે. જુઓ, આ સૂર્યનો પ્રતાપ કેવો છે, માટે આ [ સૂર્ય ] ના ગુણનુ પણ હુ વર્ણન કરૂ છુ. २६

જુઓ, આ સર્વ ભડારની માલિક પોતાના વાછરડાને પાસે લેવાને બરાડતી ઉત્સાહથી દોડી આવી. આ અવધ્ય [ મારી શકાય નહી તે ] ગાય અશ્વિનો માટે દૂધ આપે, અને એ મોટુ સૌભાગ્ય મેળવવા વૃદ્ધિગત થાય २७

બધ રાખેલા ડોળાવાળા પોતાના વાછરડા પાસે આ ધેનુ જાય છે અને તેની ગરદન ચાટવા માટે બરાડે છે, પછી ઘણા ઉત્સાહપૂર્વક પોતાના દૂધની ઉષ્ણ ધાર પાસે લઇને ધીમેથી બરાડે છે તેટલામાં આંચળ દૂધથી ભરાય છે २८

જુઓ વાછરડુ પણ કેવુ બરાડે છે? આ ગાયનુ ચિત્ત તેમા લાગેલુ છે, અને તેથી વૃષ્ટિ કરનાર મેઘ ઉપર શરીર નાંખીને તે પણ બરાડે છે આવી રીતે એક નિષ્ઠાથી તેણે માણસોને પણ ઝાંખા પાડ્યા છે, પરંતુ જ્યારે તે વીજળીનું રૂપ લે છે ત્યારે જ તે પોતાનુ ખરૂ રૂપ પ્રગટ કરે છે २९

---

२५ जगता दिवि सिन्धुम् अस्तभायत्, रथतरे सूर्यम् परि अपश्यत्। गायत्रस्य समिध तिस्र आहु, तत मह्ना (च) महिना (च) प्ररिरिचे।

२६ एता सुदुघा धेनु उपह्वये, उत सुहस्त गोधुक् एना दोहत। सविता (देवः) श्रेष्ठ सव नः सावियत्, (तस्यच) घर्मः अभीद्धः, तद् उ सु प्र वोचम्।

२७ वसूना वसुपत्नी हिङ्कृण्वती वत्सम् इच्छती मनसा अभि आ अगात्। इयम् अघ्न्या अश्विभ्या पयः दुहाम्, सा महते सौभगाय वर्धताम्।

२८ गौ वत्स मिषन्त अनु अमीमेत्, मूर्धान मातवे उ हिङ् अकृणोत्। (ततः अस्य मुखम्) घर्मम् सृक्वाणम् अभि वावशाना, मायु मिमाति, पयोभिः पयते।

२९ अय (वत्सोपि) येन गौः, अभिवृता सः शिक्ते, (सापि) ध्वसनौ अधि श्रिता मायु मिमाति। सा चित्तिभि, मर्त्यं (अपि) नि हि चकार, (पर च) विद्युत् भवन्ती वव्रि प्रति औहत।

શ્વાસોચ્છ્વાસ કરનારી ચંચળ અને જીવનથી હાલચાલ કરનાર વસ્તુ આ [દેહરૂપી] પારણામાં રોતી પડી છે, જીવાત્મા આ મૃત પદાર્થના નિયમવિરુદ્ધ ચાલે છે અને મૃત દેહ અને અમર આત્મા એકજ ઠેકાણે હોય છે. . ૩૦ [૧૯]

દેહ ધારણ કરનાર આત્મા કદી પણ થાકી ન જતાં પોતાની હમેશની રીત મુજબ અહીં આવે છે અને જાય છે તે મેં જોયું છે. સંયોગ અને વિયોગ સામર્થ્યયુક્ત તે ફરી ફરી જગતમાં આવે છે. ૩૧

આ પોતાના નિર્માણ કરનારને જાણતો નથી કારણ કે આને એક સરખી રીતે જોનાર તેનાથી ગુપ્ત રહ્યા છે, તેથીજ આ [મનુષ્ય પ્રાણી] માતાના ઉદરમાં વીંટળાઇ જવાથી અને અનેક જન્મ લેવાથી દુઃખસાગરમાં ડુબી ગયો છે. ૩૨

દ્યૌ મને ઉત્પન્ન કરનાર પિતા છે તેમજ જીવનનું મુખ્ય કારણ છે, તેમજ આ વિશાળ પૃથ્વી મારી માતા છે, તેમજ સગાં સંબંધીમાં પણ તેજ છે. અર્ધ ગોળની અંદરના ખુલ્લા ભાગની પોલાણમાં સર્વેનું જન્મસ્થાન છે, અને પિતાએ પોતાની કન્યાનો ગર્ભ પણ ત્યાં રાખ્યો છે. ૩૩

હવે તને પુછું છું કે પૃથ્વીની છેવટની સીમા કઇ અને જગતનું મધ્ય કયાં? ઘોડાનો રેત કયો અને ભાષાનું અત્યંત શ્રેષ્ઠ સ્થાન કયું? ૩૪

---

३० अनन्, तुरगातु, जीवम्, एजत् (एतादृशं वस्तु) पस्त्यानाम् मध्ये ध्रुवम् आ शये। जीवः मृतस्य स्वधाभिः चरति अमर्त्यः मर्त्येन सयोनिः।

३१ (तनोः) गोपां अनिपद्यमानम् पथिभिः आ च परा च चरन्तम् अपश्यम्। स सध्रीचीः स विषूचीः वसानः भुवनेषु अन्तः आ वरीवर्ति।

३२ यः (ईश्वरः) ई चकार सः (जीवात्मा) अस्य न वेद। यः ई ददर्श (सः) तस्मात् हिरुक् इत्। (अतः) मातुः योना अन्तः परिवीतः सः बहुप्रजाः निर्ऋतिम् आ विवेश।

३३ अत्र द्यौः मे पिता जनिता नाभिः अत्र, इयं मही पृथिवी मे माता बन्धुश्च (भवति) उत्तानयोः चम्वोः अन्तः (जगतः) योनिः, अत्र पिता दुहितुः गर्भम् आ अधात्।

३४ त्वाम् पृथिव्याः परं अन्तम् पृच्छामि, यत्र भुवनस्य नाभिः (तद्) पृच्छामि, वृष्णः अश्वस्य रेतः (किमिति) त्वा पृच्छामि, वाचः परम व्योम च पृच्छामि।

આ વેદીજ પૃથ્વિની છેવટની સીમા છે. આ યજ્ઞ જગતનું મધ્ય છે, સોમરસ ઘોડાનો રેત છે અને ભાષાનું શ્રેષ્ઠ સ્થાન બ્રહ્માજ છે. ૩૫ [૨૦]

જગતના બીજ તરીકે ઓળખાતા સાત અધુરા ગર્ભ વિષ્ણુની આજ્ઞાથી પોત-પોતાના નિયમ મુજબ રહે છે. તે બુદ્ધિમાન્ અને વ્યાપક હોવાથી સરળ મનથી સર્વ વસ્તુને ઓળખે છે. ૩૬

આ સર્વ હું છું તેની મને ખબર નથી અને મનથી બધાઇ જવાથી મારી સ્થિતિ વિલક્ષણ થઇ છે તેથી હું ભ્રમણ કરૂં છું, પરંતુ પરમ તત્ત્વોથી પહેલ વહેલું ઉત્પન્ન થએલું ચૈતન્ય મને મળ્યું ત્યારથી આ [ઇશ્વરી] વાચાનો અંશ મને પ્રાપ્ત થયો. ૩૭

આ આત્માની હયાતિ તેના કામથીજ ઓળખાય છે. તે કોઇ વખત પાછળ તો કોઇ વખત આગળ પણ થાય છે. તે અમર હોવા છતાં પણ આ નાશવંત શરીર સાથે જન્મ લે છે. તે બન્નેની જોડી હોવાથી હમેશાં સર્વ ઠેકાણે જુદી જુદી રીતે જાય છે, પરંતુ લોકોને ફક્ત શરીર દેખાય છે અને આત્મા દેખાતો નથી. ૩૮

અત્યંત ઉચ્ચ સ્વર્ગ લોકમાં રહ્યા પ્રમાણે વેદોમાંની ઋચાઓના અક્ષરોમાં સર્વ દેવોએ વાસ કર્યો છે, માટે આ ઋચાના અક્ષરો જેને આવડતા નથી તેને વેદ લઇને શું કરાવવાનું છે? અને તે અક્ષરો જે સમજ્યા છે તે સર્વ આનંદથી એકઠા રહે છે. ૩૯

---

३५ इयं वेदिः पृथिव्याः परः अन्तः, अयं यज्ञः भुवनस्य नाभिः अयं सोमः वृष्णः अश्वस्य रेतः, अयं ब्रह्मा वाचः परमं व्योम ।

३६ सप्त अर्धगर्भाः (ये) भुवनस्य रेतः (ते) विष्णोः प्रदिशा (स्वे) विधर्मणि तिष्ठन्ति । ते विपश्चितः मनसा परिभुवः (सन्तः) विश्वतः (विश्वं) धीतिभिः परिभवन्ति ।

३७ यदिव इदं अस्मि (इति) न जानामि (किंतु) निण्यः मनसा सन्नद्धः चरामि । यदा ऋतस्य प्रथमजाः मा आ अगन् आत् इत् अस्याः वाचः भागं अश्नुवे ।

३८ स्वधया गृभीतः अमर्त्यः मर्त्येन सयोनिः अपाङ् प्राङ् एति । ता शश्वन्ता विषूचीना वियन्ता (सन्तौ) अन्यं निचिक्युः, अन्यं न निचिक्युः ।

३९ परमे व्योमन् (इव) यस्मिन् ऋचः अक्षरे अधि विश्वे देवाः निषेदुः । (तर्हि) यः तत् न वेद ऋचा किं करिष्यति, ये इत् तत् विदुः ते इमे समासते ।

તને ખાવાને ઉત્તમ ઘાસ મળવાથી તું ભાગ્યસંપન્ન થાય એટલે તેથી અમે પણ ભાગ્યવાન્ થઇએ. હે અવધ્ય ધેનુ, તું અમારી પાસે આવીને હમેશાં ચારો ખાઇને સ્વચ્છ પાણી પી જજે. ૪૦ [૨૧]

ઉદક નિર્માણ કરતી વખતે આ શુભ્ર તેજસ્વી ધેનુ ભરાડે છે. તેને એક, બે ચાર અથવા આઠ અને વખતે નવ પગ પણ હોય છે. તે હજાર અક્ષરની હોવાથી અતિ ઉચ્ચ સ્વર્ગ લોકમાં રહે છે. ૪૧

તેથી સમુદ્ર છલોછલ ભરાઇ ગયો છે, અને તેથીજ [ પૃથ્વી પરના ] ચારે દિશાના પ્રદેશ જીવતા રહ્યા છે. તેમાંથીજ અક્ષય અમૃતનો વરસાદ થવાથી જગત્નો નિર્વાહ ચાલે છે. ૪૨

[ અહીંથી ] થોડે છેટે છાણાનો ધુમાડો મારી નજરે પડયો, તેનો એક પછી એક ઉંચો જતો ધુમાડાનો ગોટ જ્યાં ત્યાં ફેલાયો હતો. ત્યાં શૂર પુરૂષ ચિત્ર વિચિત્ર રંગનો વૃષભ પકવતા હતા, કારણ કે તેજ પુરાતન ધર્મ છે. ૪૩

મોટી મોટી જટાવાળા ત્રણે જણ પોત પોતાના ઠરાવેલા વખતે પૃથ્વી પર આવે છે, તેમાંનો એક દર વરસે સર્વત્ર સાફસુફ કરી નાંખે છે. બીજો પોતાના સામર્થ્યથી સર્વ વિશ્વની સભાળ રાખે છે અને ત્રીજાની તો હીલચાલજ આપણને જણાય છે પણ મૂર્તિ જણાતી નથી. ૪૪

---

४० सूयवसाद् भगवती हि भूयाः, तेन वयम् भगवन्तः स्याम , हे अघ्न्ये विश्वदानीम् तृणम् अद्धि, आचरन्ती शुद्धम् उदकम् पिब ।

४१ (इयम्) गौरीः सलिलानि तक्षती मिमाय, सा (च) एकपदी, द्विपदी, चतुष्पदी (भवति) (तथाहि) अष्टापदि नवपदी सहस्राक्षरा बभूवुषी परमे व्योमन् (वर्तते)।

४२ तस्याः समुद्रा अधि विक्षरन्ति, तेन च चतस्रः प्रदिश जीवन्ति । ततः अक्षरम् क्षरति, तत् विश्वम् उपजीवति ।

४३ शकमय धूमं आरात् अपश्यम्, एनः अवरेण विषूवता (धूमेन) परः, वीराः पृश्निम् क्षाणं अपचन्त, यतः तानि धर्माणि प्रथमानि आसन् ।

४४ त्रयः केशीन. ऋतुथा विचक्षते, (एकस्मिन्) संवत्सरे एषाम् ~~ वपते । एक. विश्वम् अभिचष्टे, एकस्य ध्राजि ददृशे न (तु) रूपम् ।

વાચાના જુદા જુદા ચાર પ્રકાર છે, તે સર્વ પ્રકાર જ્ઞાનસપન્ન બ્રાહ્મણુજ જાણે છે, કારણ કે પહેલા ત્રણ પ્રકાર ગુપ્ત છે, તે સમજાતા નથી. અને મનુષ્યો બોલે છે તે વાચાનો ચોથો પ્રકાર છે ૪૫

આ [ ઇશ્વર ] ઇન્દ્ર, મિત્ર, વરૂણ અને અગ્નિના નામથી પણ ઓળખાય છે. દેવલોકમા રહેનાર સુદર પાખોવાળુ પક્ષી પણ તેજ છે તે ખરેખર એકજ છે પણ જ્ઞાની માણસો તેને અનેક નામ આપે છે તેને **અગ્નિ, યમ** અથવા **માતરિશ્વા** પણ કહે છે. ૪૬ [૨૨]

સુવર્ણ વર્ણનુ સુદર પક્ષી જળરૂપ વસ્ત્ર ઢાંકીને આકાશમા જવાના એક કૃષ્ણ વર્ણના માર્ગે આકાશમા ઉડે છે અને પછી સત્યધર્મના વસતિસ્થાનમાથી તે પાછો આવતાજ પૃથ્વિ ઘીની વૃષ્ટિથી એકદમ ભીંજાઇ જાય છે. ૪૭

ચાક એકજ પરતુ તેની ઉપર લોખડના પટા બાર છે, અને મધ્યમા ત્રણ ગઠ્ઠા છે તે કોણ જાણે છે? તે ચાકને ત્રણસો સાઠ આરા છે અને તે શકુ પ્રમાણે ગરગર ફરે છે ૪૮

હે **સરસ્વતિ,** અક્ષય, કલ્યાણપ્રદ અને જેના યોગે રમણીય વસ્તુનુ સૌંદર્ય તુ વધારે છે તે, તેમજ રત્નનો ભડાર, મનોરથ પુરા પાડનાર તારૂ ઉદાર સ્તન અમને પીવા મટે આપ. ૪૯

---

४५ वाक् पदानि चत्वारि परिमिता, ये ब्राह्मणा मनीषिण (ते) तानि विदु.। त्रीणि (पदानि) गुहा निहिता न ईंगयन्ति, वाच तुरीय ( पद ) मनुष्या वदन्ति।

४६ ( परमेश्वरम् ) इद्र मित्र वरुण अग्निम् आहु, अथा सः (एव) दिव्यः सुपर्ण गरुत्मान्। एकम् सत् विप्रा बहुधा वदन्ति, अग्निम् यमम् मातरिश्वानम आहु ।

४७ हरय सुपर्णा अप वसाना कृष्ण नियान (तिर ) दिवम् उत्पतन्ति (यदा) ते ऋतस्य सदनात् आ अववृत्रन्, आदित् पृथिवी घृतेन वि उद्यते ।

४८ चक्रम् एकम्, द्वादश प्रधय, त्रीणि नभ्यानि, क उ तत् चिकेत तस्मिन् (चक्रे) त्रिशता साक षष्टि ( अरा ) शकव न, चलाचलास ( शकव ) न अर्पिता ।

४९ हे सरस्वति, ते स्तन य शशय मयोभूथ, येन (त्व) विश्वा वार्याणि पुष्यसि, यश्च रत्नधा य वसुवित्, यः सुदत्र तम् (स्तन) इह धातवे क.।

યજ્ઞ પુરૂષોની સહાયથી દેવોએ યજ્ઞ કર્યો અને પ્રથમ [સનાતન] ધર્મ જોઇ ગયા તે આજ છે. પછી તે શ્રેષ્ઠ વિભુતિથી પુરાતન સાધ્ય દેવ જ્યા રહે છે તે સ્વર્ગલોકમા જઇને વસ કર્યો. ૫૦

ઉદક જ્યા ત્યા સરખુ જ છે, તે ધુમાડારૂપે ઉપર જાય છે, અને પછી કેટલે દિવસે વૃષ્ટિરૂપે નીચે પૃથ્વી ઉપર પડે છે. આ પ્રમાણે વરસાદ આ પૃથ્વીને તાજી કરે છે અને યજ્ઞાગ્નિ આકાશને તેજાયમાન કરે છે ૫૧

દ્યુલોકનુ અતિ વેગવાન પક્ષી, ઉદકનુ અને વનસ્પતિનુ સુન્દર નાનું બાળક, અને જળવૃષ્ટિ કરી સર્વના મન લીલાથી પ્રસન્ન કરનાર સારસ્વાન અમારા ઉપર કૃપા કરે માટે અમે તેની વારવાર પ્રાર્થના કરીએ છીએ ૫૨ [૨૩] [૨૨]

## સૂક્ત ૧૬૫

॥ ऋषि–आगस्त्य । देवता–मरुत् ॥

એક સરખા ઉત્સાહવાળા અને એકત્ર રહેનાર આ મરૂવાની એક સરખી અત્ર કાંતિની શોભા તો જુઓ! તે શા માટે અને ક્યાથી આવ્યા હશે? ગમે તમ હોય આ આરો શૂર મિત્ર (ઋત્વિજ) અભિષ્ટ પ્રાપ્તિની લાલચે તેના સામર્થ્યનુ મોટેથી ગાન કરે છે, ૧

---

५० देवा यज्ञेन यज्ञं अयजत, तानि धर्माणि प्रथमानि आसन् ते ह देवा महिमानः नाकं सचन्ते यत्र पूर्वे साध्या सन्ति ।

५१ एतद् उदकम् (यत्) अहोभि उत् च अव च एति तत् समानम् । पर्जन्या भूमि जिन्वन्ति, (तथाच) अग्नय' दिवम् जिन्वन्ति ।

५२ दिव्यम्, वायस, बृहन्तम् अपाम् गर्भम्, ओषधीनाम् दर्शतम् । अभीपत वृष्टिभिः (जगत्) तर्पयंतम् (एतादृश) सुपर्णम् सरस्वन्तम् अवसे जोहवीमि ।

१ ( यस्य एते ) सनयस सनीळा मरुत' कया शुभा समान्या ( कान्त्या ) स मिमिक्षु । कः मती, कुत एतास, एते (नः) वृषणा वसुया (एतान्) शुष्मं अर्चन्ति ।

આ યૌવનાઢ્ય મરૂત્ હમણાં કથા ભક્તના સ્તોત્રરસનુ સેવન કરે છે? આ પણ યજ્ઞમાં આ મરૂતોને કયો ભક્ત લઇ આવ્યો હશે? આ શ્રેષ્ઠ ભક્તિનો પ્રકાર પણ એવો છે કે તેથી બાજ જેટલા વેગથી આકાશમા ઉડનાર આ મરૂતોને અમે પ્રસન્ન કરી લઇશુ. २

હે ઇન્દ્ર, તું આવો પરમશ્રેષ્ઠ સાધુજનોનો પ્રતિપાલક હોવા છતાં એકલોજ ક્યાં જાય છે? ખરેખર તારા મનમં શું છે? હે હરિદશ્વપાલક ઇન્દ્ર પોતાના યશસ્વી મડળને સાથે લઇને જતી વખતે તું અમારી ખબર પૂછે છે, તો હમણાં અમારા માટે તારા મનમાં શુ છે તે કહે જોઇએ? ૩

સર્વ સ્તોત્ર ગાયનો અને ભક્તિપૂર્વક કરેલી પ્રાર્થના મનેજ ઉદ્દેશીને થાય છે. સોમરસ પણ મનેજ હર્ષપ્રદ થાય છે, અને મારૂ પ્રતાપી વજ્ર ફેંકતાની સાથે જ શત્રુને લાગે છે. ભક્તજન મારીજ પ્રાર્થના કરે છે અને સામ ગાયકનો પ્રેમ પણ મ.રાજ, ઉપર હોવાથી મારા અશ્વો મને ત્યાં લઇ જાય છે. ૪

માટે અમે અમારા ખાસ પોતાના પરાક્રમ વડેજ સુશોભિત, થઇએ છીએ, અને પોતાના પ્રભાવથી આ અશ્વ જોડાઇને તૈયાર થાય છે. હે ઇંદ્ર, અમારા આ રીવાજ વિષે તને સર્વ માહિતી છે. ૫ [૨૪]

---

२ युवान (मरुत·) कस्य ब्रह्माणि जुजुषु' मरुत क' अध्वरे आ ववर्त। श्येनान् इव अंतरिक्षे भ्रजत· मरुत· केन महा मनसा रीरमाम ?

३ हे इन्द्र हे सत्पते त्व माहिनः सन् एक कुतः यासि ? ते ( मनसि ) किं इत्था ? शुभानैः समराण (न·) सं पृच्छसे (तद्) हे हरिव यत् ते ( मनसि ) अस्मे (वर्तते ) तत् न वोचेः ।

४ ( इमानि ) ब्रह्माणि, मतयश्च मे ( भवन्ति), सुतास· च (मम) शं (भवन्ति ) । मे शुष्मः अद्रिः प्रभृत सन् (अरातीन्) इयन्ति ( अपिच भक्तास्तु ) उक्था हि (मा एव) आ शासते, प्रति हर्यन्ति, इमा न हरी ता अच्छ वहतः।

५ अतः वयमपि अंतमेभिः स्वक्षत्रेभि तन्वः शुम्भमानाः महोभिः ( प्रभावैश्च ) एतान् उपयुञ्महे; हे इन्द्र, त्व हि (एना) नः स्वधां अनुवभूथ।

સર્વસંચારી હે દેવ! તમે તમારા (સ્વર્ગગામી) રથના બળે ફાવે ત્યાં જાઓ છો, પણ અમારે ત્યા આવો ત્યારે માત્ર એકાદ મનુષ્યના હોતા માફક (રૂપ ધરીને) આવો છો તો અમારા યજમાનોને (બુદ્ધિ ચાપલ્યરૂપી) ઉત્તમ અશ્વ આપો, એટલે તેના સત્ય થાઓ, અમે પણ તેના ઐશ્વર્યના વિભાગી થઈએ. ૯

હે અશ્વી દેવ! જેની ગતિ કદી પણ તોડાતી નથી ને જે નક્ષત્ર લોકોની આસપાસ ભ્રમણ કરે છે એવો તમારો નામાંકિત રથ તેને સ્તોત્રોના યોગે અમે અમારા કલ્યાણને વસ્તે આજ અહિં પ્રાર્થના કરી લાવિએ છીએ, એટલે તત્કાળ ફળરૂપ થનાર ઉત્સાહપ્રદ એવો (તમારો) આશ્રય અમને પ્રાપ્ત થાય. ૧૦ (૨૪)

## સૂક્ત ૧૮૧.

॥ ऋषि—अगस्त्य । देवता—अश्विन ॥

(હે અશ્વી) તમે અત્યંત પ્રેમાળ, ને સાત્વિક આવેશ અને સંપત્તિની- (પ્રાપ્તિ કરી આપવામાં) અગ્રગણી છો, તો સ્વર્ગીય ઉદકનો અંશ એટલે તમે જે કાંઇ લઇને આવવાના છો તે ક્યારે? હે દિવ્ય સંપત્તિના નિધિ, હે લોકપ્રતિપાળ! જુઓ, તે યજ્ઞદ્વારાએ તમારા ગુણસંકીર્તન અમે (યથામતિ) કરેલાં છે. ૧

તમારા રથના પવિત્ર ને દિવ્ય અશ્વ, અમૃત પ્રાશન કરનારા, આવેશી, વાયુની માફક પ્રબળ મન પ્રમાણે વેગવાન, વીર્યવાન, પુષ્ટ અને પોતાનાજ તેજથી પ્રકાશનારા એવા છે, તે તમને (ત્વરિત) અત્રે લઇ આવો. ૨

ઢાળવાળી જમીન પરથી વહેનાર પાણીના પ્રચંડ પ્રવાહ પ્રમાણે તમારો રથ પુર વેગે જતો હોય છે તેના ઉપર સારથિ માટે બેસવાની કરેલી જગ્યા પ્રશસ્ત હોય છે. તે રથ અમારૂ કલ્યાણ કરવા માટે આ તરફ ફેરો. ધ્યાન યોગ્ય ને ચિરંતન અશ્વી! મન એવુ જબરદસ્ત ચપળ છે, પણ તેના કરતાં પણ તે તમારો રથ વેગવાન હોઇને સર્વેના પહેલા લેસણ્ધ આગળ જતો હોય છે. ૩

---

९ हे स्यन्द्रा, यत् रथस्य महिना प्रयहेथे, (तदा) (कश्चित्) मनुष. होता न (अस्मान्) प्र याथ । उत वा हे नासत्या (न.) सूरिभ्य: (प्रशामय) सु अश्व्यम् धत्तम् (येन वयमपि) रयिपाच स्याम।

१० हे अश्विनौ वाम् तम् नव्य अरिष्टनेमि द्याम् परि इयान रथ वयम् अद्य (न:) सुविताय स्तोमै हुवेम, (येन) इष जीरदानुम् वृजन च विद्याम ।

१ प्रेष्ठौ, इषा रयीणा च अध्वर्यन्तौ युवाम् यत् अपाम् उत् निनीथ: (तत्) कत् उ ? हे वसुविती हे । जनाना अवितारौ, अयन् यज्ञ. वाम् प्रशस्तिम् अकृत ।

२ वाम् अश्वास. शुचय:, पयस्पा', वातरंहस , दिव्यास , अत्या., मनोजुव , वृषण वीतपृष्ठा: स्वराज' (अश्वा ). हे अश्विनौ युवाम् आवहतु ।

३ (अयम्) प्रवतान् अवनि: न, वाम् रथ सुप्रवन्धुर: (न) सुविताय आ गम्या । हे स्थातारौ, हे धिष्ण्यौ य (रथ ) अद्रुपूर्व', वृग: मनस, (अपि) जवीयाश्च ।

હે સમર્થ દેવ ! અહીંઆ (આ) શું કરો-છો ? ને શા માટે ગોઠ્યા છો ? અહીં-આના લોકો જુઓ તો (દેવને) તે હવિ અર્પણ ન કરતાં પોતાનાજ તોરમાં મર્ક રહે તો મને તજી દો અને અધાર્મીક દુષ્ટોના આયુષ્યની દોરી ટુંકી કરી દેવોના ગુણ કીર્તન કરનારા ભક્તજનોને જ્ઞાનજ્યોતીનો પ્રકાશ કરી દો. ૩

સજ્જનો પર ચોતરફથી મોં મારનારા કુતરાઓને તમારી દાઢો નીચે ચાવી નાંખો ને (સજ્જનોના) શત્રુઓનો નાશ કરો; હે અશ્વીદેવ આ સર્વે તમે સમજો છોજ (અમારે વિનંતિ કરવીજ જોઇએજ એવું નથી) સ્તવન કર્તાના પ્રત્યેકે શબ્દ રત્નમય કરો અને હે સત્યસ્વરૂપ દેવ, તમો બંન્ને મારૂં આ સ્તોત્ર સફળ કરો ! ૪

તમે તુગ્રના પુત્રો માટે મહા સમુદ્રમાં સચેતન સુકાનવાળું અને સુખકર એવું એક નૌકા તૈયાર કર્યું. તમે ઉડવટમાં કુશળ ત્યારે તેના (નાવના) યોગે જળપ્રવાહમાંથી ઉડીને ઇશ્વર તરફ ધ્યાન રાખનાર તે ભક્તસહિત તમે ઉપરનીકળી ગયા. ૫ (૨૭)

તુગ્રના પુત્રને મહાસાગરમાં ફેંકી દીધો હતો જ્યાં "આદ્ય અંત - કાંઇ નહીં" એવા ઘોર અંધકારમાં તે ગુલાંટીઓ ખાતો હતો ત્યારે અશ્વીદેવ સ્વપ્રેરણાએ ચલા-વેલાને સમુદ્રમાં (જેનો ઘણોજ આશ્રય) પ્રિય લાગે એવી ચાર નૌકાઓ જુઓ ! તેને પાર લઈ જાય છે. ૬

---

३ हे दस्त्रा अत्र किम् कृणुथ, किम् आसाथे, (अयं) जनः यः कश्चित् अहविः महीयते [च] [तद्] अति क्रमिष्टम्, पणेः असुं जुरतम्, वचस्यवे विप्राय (मे) ज्योतिः कृणुतम् ।

४ रायतः शुनः अभितः जभयतम्, हतम् मृधः, हे अश्विना, (ए) तानि विदथुः । जरितुः वा[चं] वाच रत्निनीम् कृतम, हे नासत्या (युवाम्) उभा मम शंसम् अवतम् ।

५ युवम् तौ[illegible] आत्मन्वन्तम् पक्षिणम् प्लवम् (एकम्) कम् चक्रथुः । येन सुपत्नी (युवाम्) महः [illegible] [illegible]न सह च) निरूहथुः ।

६ [illegible] जठरस्य जुष्टाः अश्विभ्याम् इषिताः चतस्र[illegible]

]આતુર થયેલા તુગ્રપુત્રે જેને બાથમાં પકડ્યું ને મસુદ્રના મધ્ય ભાગમાં તદ્દન નિશ્ચલ ઉભું રહ્યું તે વૃક્ષ તે કયું હશે વારૂ? (તેના યોગે) ઘણાક દઈને નીચે પડતાં પશુને પોતાને ટેકી રાખવા માટે જાણે પાંખોજ મળી હોય તેના સમાન થયુ. હે અશ્વીદેવ! તે પ્રમાણે તમે તેને બચાવ્યો તેના લીધે તમારી કીર્તિ ચિરંકાળ રહી. ૭

વીર્યશાળી ને સત્યસ્વરૂપ હે અશ્વી અમે માનપુત્રોએ જે સ્તવન કર્યું છે તે તમને પ્રેય લાગો. જ્યાં સોમ અર્પણ થાય છે એવાજ ઠેકાણે તાત્કાળ ફળરૂપ થનાર (તમારો) ઉત્સાહપ્રદ આશરો અમને મળો. ૮ (૨૮)

## સૂક્ત ૧૮૩.

॥ ऋषि अगस्त्य । देवता अश्विन ॥

વીર્ય સંપન્ન હે અશ્વીદેવ! મન કરતાં પણ જેનો વેગ વધારે (છે) જેને ત્રણ બેઠકો ને પૈડાં પણ ત્રણજ છે એવો તે તમારો રથ જોડીને તૈયાર કરો. પક્ષી પોતાની પાંખોથી સણસણાટ ઉડે છે તે પ્રમાણે ત્રણે તત્વોથીયુક્ત એવો જે તમારો રથ તેના પર બેસીને સદાચારરત ભક્તના ઘેર તમે જાઓ છો. ૧

(તમારી દયાનું) સામર્થ્ય બતાવવાની મછા ધરીને જ્યારે તમે પોતાના રથમાં બીરાજો છો ત્યારે તે પણ પૃથ્વિ તરફ ઘણીજ ઝડપથી સરળતાથી આવે છે. તો જે પ્રમાણે તમે આકાશકન્યા ઉષા તેના સાથે જાઓ છો તે પ્રમાણે (અમે ગાયેલી) આ તમારી મનોહર સ્તુતિ પણ તમારા પોતાના સંગે જાઓ. ૨

---

७ यम् नाधित. तौग्र्य पर्यषस्वजत् (स) अर्णस. मध्ये निष्ठितः वृक्ष. कस्वित्? (येन) पतते. मृगस्य आरमे पर्णा इव (अभवन्), हे अश्विनौ (एनम् भुज्युम् रक्ष) श्रोमताय (एनं) कम् उत उहथुः।

८ हे नरा नासत्यौ यद् मानास वाम् उचथम् अवोचन् तत् वाम् अनुस्यात्। अद्य अस्मात् सोम्यात् सदस, इयम् जीरदानुम् वृजनम् विद्याम।

१ हे वृषणा मनस यः जवीयान् यः त्रिवन्धुर. त्रिचक्रश्च (रथं) त कुञ्जाथाम्। येन त्रिधातुना (रथेन) विः पर्णैः न, (सुतम्) पतथ, सुकृतः दुरोणम् च उपयाथ।

२ यत् अनुमन्ता (युवाम्) ध्रुवौ अनुतिष्ठथ. (तत् स) रथः (अपि) अभिक्षाम् यत् सुगत् गच्छति। (यथा युवाम्) वपुष्या दिवः दुहिता उषसा सचेथे (तथा) इयम् गीः (त) वाम् सचताम्।

જે તમારો આ રથ ભક્તોએ અર્પણ કરેલા હવિ વડે ભરગચ્ચ ભરાઇ ગયો છે, જે તમારા હુકમે તદન સરળ ચાલે છે. તેવા આ રથમાં બેનો. હે શૂરવીર ને સત્યસ્વરૂપ અશ્વી આવા રથપર આરૂઢ થઇનેજ તમે તમારા ભક્તને અને તેના પુત્ર પૌત્રોને કર્તવ્યબુદ્ધિની પ્રેરણા કરવાને તેના ઘેર જાઓ છો. ૩

તમારો જે (ક્રોધરૂપ) વરૂ ને (અવકૃપારૂપ) વરૂણી તે બન્ને અમારા ઉપર તૂટી પડો નહી. અમારો ત્યાગ કરજો મા. અમને વિસારી બીજી તરફ ગુ થાશો મા. જુઓ આ તમારો હવિર્ભાગ અહિઆ રાખ્યો છે. અહો પરાક્રમી હે અશ્વી! જુઓ આ મધુર રસ વડે ભરેલાં પાત્રો સુદ્ધાં તમારા આગળજ છે. ૪

અદભુત પરાક્રમી! હે અશ્વીદેવ ગૌતમઋષિ પુરૂમિળ્હ અને અત્રિઋષિ તેએ પણ કૃપા થાય તે માટે હવિ અર્પણ કરીને તમારૂ ધ્યાન ધરતા હોય છે. તો હે નાસત્ય દેવી ! મનુષ્ય તદન સરળ ધોરણેજ ઉદ્દિષ્ટ પ્રાપ્તિના માર્ગે લાગે છે તે પ્રમાણે મારી હાક સાંભળી તમે મારી તદન પાસે આવો. ૫

અમે હવે (અજ્ઞાન) અંધકારની પેલી પાર જઇ પહોચ્યા છીએ, ત્યારે હે અશ્વીદેવ (યથામતિ) કરેલા આ તમારાં ગુણવર્ણન તમનેજ અર્પણ થાઓ. દિવ્યજનોને પ્રિય એવા માર્ગે અહીઆ અમારા તરફ આવો એટલે તાત્કાળ ફળરૂપ થનાર એવો (તમારો) આશ્રય અમને મળે. ૬ (२९) (४)

## સમાપ્ત અધ્યાય ૪.

---

३ यो (ऽयम्) वाम् रथ. हविष्मान् व्रतानि अनुवर्तते (तम्) सुवृतम् आ तिष्ठतम्। हे नासत्या, येन (भक्तस्य) वर्ति, तने तनयायच इयथो याथ.।

४ वाम् (क्रोधः) वृक (अस्मान्) मा, वृकी (अवकृपा अपि) मा आ दधर्षीत्, मा परिवृक्तम् उत मा अति धक्तम्। अय वा भाग. निहित. इयम् गी, हे दस्रौ इमे वाम् मधूनाम् निधयः

५ हे दस्रा, गोतम पुरुमीळ्ह अत्रिश्च हविष्मान् युवाम् अवसे हवते। यन्ता ऋजुयेव दिशा न हे नासत्या, मे हवम् उप आयातम्।

६ वयम् अस्य तमसः पारम् अतारिष्म, हे अश्विना, (अयम्) स्तोमो (वि) वाम् प्रति अवा (तद) देवयानैः पथिभि इह आ यातम्, (येन) इषम् जीरदानु वृजनम् विद्याम।

---

૧૦૦૦૦૦

# તીજોરીઓ.

હરીચંદ મંછારામની કુંએ ૧૮૭૦ માં તેઓનું કારખાનું સ્થાપ્યું ત્યાર પછી આગમાં ન જળે અને ઘણ્ફટકુઓથી ન તુટે એવી એક લાખ કરતાં વધુ તીજોરીઓ બનાવી અને વેચી છે. આ કારખાનું હીંદુસ્તાનમાં સરવેથી જુનું છે. હરીચંદની તીજોરીઓ હુનરમંદ કારીગરો અને ભાવનું સસ્તાપણું એવું ધરાવે છે કે એ બને બાબતોમાં કોઈ પણ હરીફ નથી. એ તીજોરીઓ ખુદ યુરોપ અને અમેરીકાની ઉંચામા ઉંચી બનાવટોની બરાબર છે, અને તે છતા પણ ટકાઉ અને કીંમતમાં સસ્તી છે. મુંબઈના પ્રદરશનમાં જે મોટી આગ લગાડીને સર્વ તીજોરી બનાવનારાઓના માલની પરીક્ષા લેવામા આવી હતી તેમાં એવું જાહેર કરવામાં આવ્યું હતું કે હરીચંદની તીજોરી

## "સર્વથી ઉતમ ફાયરપ્રુફ તીજોરી."

હીંદુસ્તાનનો કોઇપણ તીજોરી બનાવનારો
પ્રદરશનોમાં વીગેરે હરીચંદના જેટલા
ચાંદા મેળવી શકયો નથી.

## ૧૯ ચાંદાના જીતનાર.

અમારૂં ઈલસ્ટ્રેટેડ પ્રાઇસ લીષ્ટ મંગાવવાથી
મફત મોકલાવી આપવામાં આવશે.

## હરીચંદ મંછારામ
## એંડ કું૦

હેડ ઓફીસ—૧૩૩, ગુલાલવાડી, મુંબઈ.